# બાદશાહ અકબર અને દીવાન બીરબલની વાર્તાઓ



ભાગ ૨ જો

છપાવી પ્રગટ કરનાર




મુંબઇ

કીંમત ૪ આના

# પ્રસ્તાવના

આ ચોપડીનો પહેલો ભાગ, છપાઇને બહાર પડ્યો છે. છસો નકલો થોડા દીવસમાં ખપી ગઇ એ ઘણી આનંદ કારક વાતછે. પેહેલા ભાગમાં જાહેર ખબર નાખ્યા પ્રમાણે આ બીજો ભાગ જેમ બન્યો તેમ જલદીથી આપ હેતાનં સેવામાં અર્પણ કર્યોછે. પેહેલા ભાગની જાહેર ખબર નાખી ત્યારે મારા જે મીત્રોએ મને આસરો આપ્યો હતો તેનેજ આ વખતે આપ્યો છે, તેથી તેમનો હું અતીશય આભાર માનુંછું. પોતાની અલ્પ વયમાં જે મિત્રે આ પુસ્તક રચીને મને આપ્યું છે તેનો તો હું ઉપકાર ભુલી શકતો નથી.

તા૦ ૧૦ મી જુલાઈ ૧૮૮૬.

**છો. હ. મે.**

## સુચના

આ ચોપડીની કીંમત આના ચાર રાખી છે તેનું કારણ એટલુંજ કે, પાછલથી લેનારને છઆને ભારી પડછે. બીજું અગાઉથી ગ્રાહક થનારના નામ આવખત છપાવ્યા નથી, કારણકે, કેટલાક ગૃહસ્થો એ અમને લખી મોકલ્યું કે, નામ છપાવી જગા રોકો તેના કરતાં એટલી વાત વધારે નાખો તો સારૂં. તેથીજ આવખત નામ છપાવ્યા નથી. આ ચોપડીનો ત્રીજો ભાગ થોડા દિવસમાં તૈયાર થશે.

છો. હુ. મે.

# બાદશાહ અકબર અને દીવાન બીરબલ
# ની વાર્તાઓ.

## ભાગ ૨ જો

## "નદી કાહેકો રોતીહે"

કાણીઆ હજામને સ્વધામ પહોંચાડયા પછી, ચોમાસાના દિવસમાં એક સમયે વરસાદ ઘણો પડવાથી દીલીની પાસે આવેલી જમના નદીમાં રેલ આવી હતી. ઉપર વરસાદ અત્યંત થવાથી અહીં પાણીનું જોસ ઘણું વધી ગયું હતું. અને તેથી પાણી વહેવાથી ખલખલ થતો અવાજ આવતો હતો. બાદશાહી મહેલ નદીના કીનારા ઉપર હેવાથી ત્યાં અવાજ વધારે આવતો હતો. જેમ જેમ અવાજ વધતો ગયો તેમ મેહેલમાં તેનો પડઘા મોટાને મોટો થતો ગયો. મધરાતે બાદશાહ ચોંકી ઉઠયો. ઉંધરેટી હાલતમાં નદીની ગર્જનાનો એક સરખો મોટો અવાજ સાંભળીને તે આશ્ચર્ય પામ્યો. તેના મનમાં કાંઈ વહેમ ઉત્પન થયો. તેણે એવું વિચાર્યું કે, નદી રડેછે! તે શા વાસ્તે રડેછે તે પુછવાનો વિચાર કર્યો. પણ આવખત પુછે કોને? નહોતો બીરબલ પાસે કે નહતા બીજા દરબારીઓ. આખરે દરવાજાની ચોકી કરનાર સિપાઇને બોલાવ્યો. તે તરત આવીને હાજર થયો. તેને બાદશાહે પુછયું; "કહો મીંયા જમાલખાં, નદી કાહેકો રોતી હે!" બીચારા જમાલખાંમાં એટલી અક્કલ કયાંથી હોય જે, તે જવાબ આપે? તે તો કાં-

ઇ પણ જવાબ આપ્યા વગર મુંગો મુંગો ઉભો રહ્યો. બી જા જેટલા માણસો ચોકીમાં હાજર હતા તેટલા બધાને બોલાવીને બાદશાહે એજ સવાલ પુછયો. તેઓ પણ તેનો કાઇ જવાબ આપી શકયા નહીં. આખરે તે ઓમાંનો એક સિપાઇ બોલી ઉઠયો કે, સાહેબ આપણે ત્યાં બે ભાઇઓ સિપાઇની ચાકરીમાં રહ્યા છે. તેઓ એનો જવાબ આપશે. બાદશાહે કહ્યું 'બોલાવ તેમને,' તેઓ નિચે સુતા હતા ત્યાંથી ઉઠાડીને તેડી લાવ્યો. તેમને બાદશાહે તે સવાલ પુછયો. તે બેઉ જણે એ બાબત ઉપર ઘણો વિચાર કીધો પણ કાંઈ જવાબ આપી શકયા નહીં. બીજા બે ત્રણ જણે જવાબો આપ્યા પણ તે વિગત વાર સમજાવી શકયા નહી. એમ કરતાં આખો મેહેલ જાગી ઉઠયો તેઓ પણ વિચાર કરી કરીને કંટાલી ગયા પણ કાંઇ છેડો આવ્યો નહીં. આખરે બાદશાહે હુકમ કીધો કે, બીરબલ ને બોલાવ. રોરખાન પાસરેખાન જમાદાર બોલાવવાને ચાલ્યા. બીરબલ ગામમાંથી ફરીને ચાલ્યો આવ્યો હતો, અને પહેલીજ ઉંઘમા પડયો હતો. એટલામાં જમાદાર આવી પહોંચ્યા તેઓએ આવીને 'દરવાજા ખોલો' કરીને બુમ પાડી. બીરબલની બાયડી જાગી ઉઠી. તેણે અંદરથી જ વાબ દીધો કે, કોણછે. સિપાઇ ઓએ કહ્યું. 'ઓતો હમ જમાદાર હએ. બાદશાહકે હુકુંમસે બીરબલકું બુલાનેકું આએ હએ.' તેણે બીરબલને ઉંઘમાંથી જગાડયો, એકતો અધરાત થયલી, વળી વરસાદ ચોધાર વરસતો, તેમાંવલી તે તરતનોજ ફરી આવેલો હોવાથી, ઉઠવું જરા અઘરૂં પડયું પણ કરે શું? બાદશાહના હુકમ આગલ તેનાઇલાજ હતો.

જેમ તેમ કરી કપડા પહેરીને સિપાઇઓ સાથે જવા નિકળ્યો. ( દેશી રાજાની ચાકરી કરનાર કારભારીઓને અને તેમા મુખ્યત્વે કરીને સલાહકારને, નાની વયના દેશી રાજાઓ આવા નજીવા કારણને લીધે, તુરતા તુરત બોલાવી મંગાવતા અકબરની ઉમર તે વખતે નાની હોવાથી તેના, મનમાં આવા આવા અનેક અનેક તુરંગો ઉઠતા. આ બધી ચાલ તેણે મોટપણે છોડી દીધી હતી. તેનું રાજ્ય ઘણી સારી રીતે ચાલતું હતું, તેનામાં દહાપણ, જ્ઞાન, કારભાર કરવાની રીત, દેખરેખ વગેરે ગુણો બીરબલની સંગતથી વધ્યા હતા. ) વરસાદમાં ભીંજતો ભીંજતો તે મહેલમાં ગયો. પેલા સિપાઇઓ જ્યાં બાદશાહ બેઠો હતો ત્યાં તેને લઇ ગયા. આ વખતે ઘણા ખરા માણસો વિખરાઇ ગયા હતા. બાદશાહ એક ખુરસી ઉપર બેઠો હતો. બીરબલ આવ્યો તેને બાદશાહે ખુરસી આપી. બાકી જેટલા લોકો ત્યાં ઉભા હતા, તેમને બીરબલે રજા આપવાથી તેઓ ચાલી નિકળ્યા, ફકત બાદશાહ અને બીરબલજ રહી ગયા. ત્યારે બાદશાહે પુછ્યું, " સુનો બીરબલ જબમેં નિંદમેં સોયાથા તબ મેંરેકું ઐસા માલુમ હુવાકી એ નદી હએ સો રોતી હએ. જબ નિદસેં જાગા તબ એ જો શબ્દ અબી સુનનેમેં આતી હએ સો આઇ. મૈને એ° સબ નેકરોકું ઉસકા માયના પુછા, લેકીન ઓલોગ કુછ બી જવાબ દેશકે નહીં. ઉસ સબબસે તુમકો બુલવાના પડા. સો હમકું પુછના ઇતનાહી હકી, એનદી રોતી કાયકું હએ! "બીરબલે મનમાં કહ્યું, " બાદશાહ ઉંઘમાં સ્વપન જોઇ ઉઠયોછે તેથી એને મન આ નદી કે જેમાં વરસાદ

ના જોરથી સુર આવેલું છે તેરડતી સંભળાયછે. આ વખત એને એવો જવાબ આપવો જોઇએ કે તે ખરો હોય અને વળી બાદશાહના મનનું સમાધાન થાય." એવું વિચારીને તેણે કહ્યું, "સુનો ખુદાવંદ! યેનદીકાબાપ જો પરબત ઊસકે ઘરશે નીકલ કર અપના ખસમ જો દરીયાવ ઉસકુ મીલનેકે બાસ્તે અપને સશુર કે ઘર જાતી હૈ. ઉસ બાસ્તે નદી રોતીહૈ." આ સાંભળીને બાદશાહને "હાં! એસી એસી!!' એમ પુકારી ઉઠયો. બાદશાહ એટલો તો ખુશી થયોકે, બીરબળનો હાથ પકડીને પોતાની જોડે બેસાડયો. બીરબળના મનમાં તો એવું થાય કે કયારે આ મને અહીંથી જવાદે. પણ બાદશાહતો વાતો કરવામાંડી. કેટલીક અહીં તહીંની વાતો કર્યા પછી પુછયું, "બીરબળ! એ બડીરાત ભઇ હૈ ઇસબખ્ત કોન ચલતા હૈ" બીરબળ પાસેતો જવાબ હાજર હતો તેથી તેણે તરત ઊતર દીધો, "સુનો ખુદાવંદ! ઇસ બખ્ત સાવકારકા બ્યાજ ચલતા હૈ. સબબ ઉસકું દીન રાત નિંદ નહીં હૈ"આ પ્રમાણે તેનું યુકિતનું બોલવું સાંભળીને બાદશાહ અત્યંત ખુશી થયો. આ પછીતો તેને પણ ઉંઘના ઝોંકા આવવા માંડયા તેથી તેણે બીરબળને જવાની રજા આપી. બીરબળ ત્યાંથી નિકલ્યો. રસ્તે ચાલતાં તેણે કોઇનો રડવાનો અવાજ સાંભળ્યો. તે અવાજ એક ઝુંપડી માંથી આવતો હતો ત્યાં તે ગયો. તેણે જઇને દરવાજો ખખડાવ્યો. અંદરથી આવતો અવાજ ચુપ થઇ ગયો, અને એક સાઠ વરસના ડોસાએ બારણું ઉઘાડયું બીરબળે કહ્યું, "ભાઇ, હમણા અહીંથી રડવાનો અવાજ

કાનો આવતો હતો." એકતો અંધારી રાત અને વળી ઝુપડીમાં દીવો નહોવાથી પેલો બુઢો બીરબળને ઓળખી શક્યો નહીં. તેણે કહ્યું, "ભાઇ, રડનાર તો હુંજ હતો, અને મારૂં દુઃખ રડતો હતો. પણ તે તારા આગલ ક હ્યાથી મારૂં શું વળે! માટે મહેરબાની કરી મને એ બા બદ વિષે પુછતોના." બીરબળે કહ્યું, "ભાઇ, મને કહેતો ખરો. મારાથી બનશેતો હું તે દુરકરીશ." ડોસે કહ્યું ભાઈ, એકતો રાત અંધારીછે અને વળી મારા ઘરમાં દવા માટે તેલ પણ નથી તેથી તારો ચેહેરો મને દેખા તો નથી માટે જો તું તારૂં નામ કહીશ તો પછી હું મારો હેવાલ કહીશ." બીરબળે વિચાર્યું કે, મધરાત થઇ ગઇ છે, અને મને ઉંઘ પણ આવેછે તેથી એને સવારના મા રે ઘેર તેડાવી પુછું તો ઠીક પછી પેલા બુઢા તરફ ફરીને કહ્યું, "કાકા આવખતે મધરાત થઇ ગઇછે, તેથી તમે રડવાનું બંધ રાખો, અને કાલે સવારના પહોરમાં દીવાનને ત્યાં આવજો. મારૂ નામ બીરબળછે." એમ કહીને બીરબળતો ચાલતો થયો. ડોસોતો આ સાંભળીને દંગજ થઇ ગયો. તે તો તેને કોઇ ચોરજ સમજતો હતો. પ ણ જ્યારે તેણે બીરબળનું નામ સાંભળ્યું ત્યારે તો તે અજાયબ થયો- તેની ખાત્રી થઇ કે, તે બીરબળજ હ તો, કારણ કે તે જાણતો હતો કે, બીરબળ રાતની વ ખત વેશ બદલીને નગર ચરચા જોવા નિકલેછે. બીરબ લ ઘેર જઇને સુઇ ગયો. બીજે દિવસે સવારના પહોરમાંજ તે બુઢો તેને ઘેર જઇ પહોંચ્યો. બીરબલે તેને જોતાંવારજ ઓલખ્યો કે રાતે જેની સાથે વાત થઇ હતી તે એજ છે.તેણે

સિપાઈને હુકુમ કરવાથી, સિપાઈ તેને ઓરડામાં લઈ ગયો. ત્યાં બીરબલ બેઠો હતો. બીરબલે તેને બેસવાનું કહ્યાથી તે બેઠો પછી તે રાતનાં શા માટે રડતો હતો તે પુછ્યું, ત્યારે તેણે જબાબ દીધો. "દિવાનજી, આપ રાતના મારે ઘેર આવ્યા હતા પણ મેં આપને ઓળખ્યા નહીં તેથી કાંઈ વધારે ઓછું બોલાયું હોયતો માફ કરજો". બીરબલે કહ્યું 'ભાઈ એમાં માફ કરવા જેવું કાંઈ નથી. અંધારાને લીધે તમે મને ન ઓળખ્યો તેમાં તમારો શો વાંક? પણ તમે રાતના રડતા હતા, તે તમારી ઉપર શું દુઃખ પડયું છે તે કહો" ડોસે કહ્યું "દિવાનજી, હું એક કારીગર છું મારો એકનો એક છોકરો કે, જે મારૂં ગુજરાણ કરતો હતો તે મરી ગયો અને મારાથી બુઢાપાને લીધે સખત મેહનત થતી નથી જુમે મરૂં છું. જેમ તેમ કરીને ચાર પાંચ દહાડે બે ત્રણ આનાનું કામ કરૂં છું. પણ તેમાં શું વળે! ગઈ કાલે મને બીજે અપવાસ પડયો તેથી મારાથી દુઃખ ખમાતું ન હોતુ એટલા માટે રડતો હતો, બીજું કાંઈ નથી.' બીરબલને તેની દયા આવી તેણે તેને ધીરજ આપીને ચાકર પાસે ખાવાનું મંગાવી તેને આપ્યું ત્રણ દિવસનો ભુખો હોવાથી તે બધું ખાઈ ગયો. પછીબીરબલે કહ્યુ, " કાકા! હું તમને કાકા કહુંછું તેનું કારણ એટલુંજ કે, આપ વૃદ્ધ છો. તમે કારીગર છો, તો મારે તમને એટલુંજ કેહવાનુ છે કે, આ જથી પંદર દિવસ સુધીની ખરચી હું તમને આપુછું. તે પંદર દિવસમા તમારે સાકરનો એક મોટો કડકો લઈ તેને કારીગરીથી હીરા જેવો બનાવવો. તે એવો તો આ બેહુબ બનાવવો કે, કોઈ હાથમા લઈને જુએ તે પણ પા

રખીશકે નહીં. પછી ચૌદમે દિવસે રાતની વખતે અહીં આવજો." બીરબલે પછી તેને ઘેર જવાની રજા આપી, પેલો ડોસો તો ખુશી થતો ઘેર ગયો. તેણે કારીગરીથી શાકરના કટકાને ઘસીને એવો સાફ કર્યો કે, તે જ્યારે તેની બરોબર પરીક્ષા કરે ત્યારેજ માલમ પડે. ચૌદમે દિવસે ઠરાવેલે વખતે તે બીરબલને ઘેર ગયો. બીરબલે, તેણે કામ પુરું કર્યું કે નહીં, તે પુછ્યું. તેણે તરતજ તે હીરા રૂપી શાકર કાઢી આપી. બીરબલ પણ તે જોઇને ખુશ ખુશ થઇ ગયો. પછી તેને રાત ત્યાંજ સુવાડી બીજે દિવસે સવારના પહોરમાં બાદશાહને નાહવાને વખતે તેને મેહેલમાં લઇ ગયો. બીરબલને જોતાંજ બાદશાહે કહ્યું, " અહોહો! બીરબલ આજતો વેહલો આવ્યો." બીરબલે કહ્યું, "હા ખુદાવંદ! આજે સવારનાં પોહોરમાંજ આ માણસ મારે ત્યાં એક કિમતી હીરો લઇને આવ્યો તે આપને લાયકનો હોવાથી હું તેને અહીં લાવ્યો." બાદશાહે કહ્યું, "લાવ તે હીરો જોઉં." પેલાએ તરતજ કાઢી આપ્યો. બાદશાહે તે હાથમાં લઇને બીરબલને કહ્યું, "ઠીક છે, બીરબલ એને બે કલાક પછી દરબારમાં આવવા કહે." બીરબલે પેલાને બે કલાક પછી આવવાનું કહીને જવાની ઇસારત કીધી. પેલો ડોસો તો ચાલતો થયો. પછી બાદશાહે બીરબલને કહ્યું, "અરે બીરબલ આ હીરાનું તોલ મારે બરોબર કરવું છે. તે ક્યાં રાખું?" બીરબલે જબાબ દીધો. "આપ એને આપની પાસે રાખો." બાદશાહે કહ્યું, "હાલતો હું નાવામાં રોકાયલો છું. તેથી તું તારી પાસ રાખ." બીરબલે તરતજ જવાબ દીધો, "સાહેબ મારે હમણાતો દરબારમાં જઇને કેટલાક કજીઆ ચુકવવા છે.

તેથી હું મોડો વેહેલો આવું તો તે એમનોએમ વગર વજન કરવે રહી જાય. માટે એને આપની પાસેજ રાખો." બાદશાહે, "ઠીક છે ત્યારે" એમ કહીને તે મોમાં નાખીદીધો. બાદશાહનો નાવામાં પડયો. તેથી હીરાની બાબદતો વિસરી ગયો. હીરો મોંમાં ગળી ગયો. બે કલાક થઇ અને પેલો ડોસો તો દરબારમાં આવી ઉભો. બાદશાહ પણ તે વખતે દરબારમાં હાજર હતો. બીરબલે પેલા ડોસાને આવેલો જોઇને બાદશાહને કહ્યું, "ખુદાવંદ પેલો હીરાવાલો ડોસો આવ્યો છે તેને શો જવાબ આપવો છે," બાદશાહને આ વખતે હીરો યાદ આવ્યો. તેણે કહ્યું "ખરેખર ! પણ બીરબલ તે હીરો મેં તને આપ્યોતો નહીં વારૂ ?" બીરબલે કહ્યું, "નહીં ખુદાવંદ ! તે હીરોતો આપે આપની પાસેજ રાખ્યો હતો." બાદશાહને હવે યાદ આવ્યું કે, તે હીરો તો તેણેજ પોતાની પાસે રાખ્યો હતો પણ કયાં રાખ્યો હતો તે કાંઇ યાદ આવે નહી. પછી તેણે બીરબલને કહ્યું, "બીરબલ હીરો તો મેં રાખ્યો હતો. પણ કયાં રાખ્યો છે તે મને યાદ આવતું નથી. નાવાની ઓરડીમાં કદાચ હોયતો હોય ત્યાં તપાસ કરાવ. જો મલેતો ઠીક. નહીંતો પછી એના માલેક સાથે કીંમત ઠરાવીને તેને ચુકવી આપ પણ એની સાથે વધારે તકરાર કરતો ના," બીરબલે કહ્યું બહુ સારૂ ખુદાવંદ પછી માણસોને હુકમ કરવાથી તેઓ નાવાની ઓરડી બધે ખોળી વલ્યા પણ કયાંય તેનો પતો મલ્યો નહી. તેઓએ આવીને કહ્યું કે, તેઓએ બધે ઠેકાણે તેની શોધ કીધી, પણ કયાંથીએતે જડયો નહીં. આ ઉપરથી બીરબલે પેલા ડોસાને પોતાની પાસે બોલાવીને કહ્યું, "બાઇ

તમારો હીરો અમે રાખ્યોછે માટે એની કીંમત કેટલી તે કહો." ડોસાએ કહ્યું, "સાહેબ, એની મને તો બેહજાર મોહોર બેઠીછે, પણતો તમેજે આપો તે ખરૂં." બીરબળે કહ્યું, "ઠીકછે ત્યારે તને પચાશ મોહોર નફાની આપીશું." ડોસાએ કહ્યું, "ના સાહેબ. પચાસ મોહોરોતો હું નહીં લઊં. નફાની હુંતો બશો મોહોર લઈશ. જોઇએતો રાખો નીકર મારો હીરો પાછો આપો" બીરબળે ખોટી તકરાર કરવા માંડી, "ચાલ ચાલ! હવે એમ શું કરે છે? એકશો મોહોર લેજે. હવે થયું!" ડોસાએ કહ્યું, "બશો મોહોરથી એક અડધી ઓછી હું લેનાર નથી." બાદશાહે કહ્યું, "બીરબળ, એશું કહેછે." બીરબળે કહ્યું, "ખુદાવંદ. એનો હીરો બેહજાર મોહોરે ખરીદેલોછે અને ઉપર બશો મોહોર નફો માગેછે જે આપવાને હું ના પાડું છું. એકશો મોહોર નફાની ઘણી થઇ." બાદશાહે ઉદાર મનથી કહ્યું, "બીરબળ, જવાદેની હવે. શામાટે વધારે તકરાર કરેછે? હશે! ગરીબ માણસછે" બીરબળે આનાકાની કરતાં કહ્યું, "જ્યારે આપની એવીજ મરજી છે ત્યારે ઠીકછે." એમ કહી ખજાનચીને હુકમ કીધો કે, આ ધણીને બેહજાર બશો મોહોર ગણી આપ. ખજાનચીએ મોહોર ગણીઆપી. પેલો ડોસો તો આથી ઘણોજ ખુશી થયો અને બીરબળને હજારો આશીરવાદો આપતો પોતાને ઘેર ગયો. પછી જ્યારે સાંજના દરબાર બરખાસ્ત થઇને બીરબળ ઘેર આવ્યો ત્યારે ત્યાં જુવેછે તો પેલો ડોસો તેની રાહા જોતો બેઠો હતો. જેવો તેણે બીરબળને જોયો તેવોજ તેઉઠીને ઉભો થયો, અને હાથ જોડીને કહ્યું,

ધન્યછે તમારી અક્કલને! તમારા જેવો દીવાન આખી દુનીઆ શોધે મળનાર નથી. ગરીબો ઉપર તમે જેકાંઇ ઉપકાર કરોછો તેનો બદલો પરમેશ્વર તમને આપશે. વગરે તેના વખાણના શબ્દ સાંભળીને બીરબળે કહ્યું, "ભાઇ! એમાં મારાથી કાંઇ થઇ શકયું નથી. તમે પોતાની હુશીઆરીથી આ બધું મેળવ્યુંછે." પછી તે ડોસો હજારો આશીરવાદ આપતો ચાલતો થયો. બીરબળે અપાવેલા ધનમાંથી તેણે પોતાનુ નામ અમર રહે એટલા માટે સારા સારા કામો કીધાં અને મરતી વખત ઘણો સુખી થઇને મુઓ. તેના મરણ પછી બીરબળે તે વધેલી દોલતમાંથી ધર્મ દાન કર્યું.



## વાત ૭ મી

## બીરબળ વટલયો!!!

અકબર મુસલમાન હતો, તો પણ પોતાની આગળ થઇ ગયલા બીજા રાજાઓ જેવો કૃર ઘાતકી, નીરદય અને અજ્ઞાન નહતો, પણ દયાલુ, પ્રજા પાળક અને ભણેલો રાજા હતો. બીજા મુસલમાન રાજાઓ જેમ હિંદુ પ્રજાને પીડતા, તેમ તે કરતો નહોતો, હિંદુ તેમજ મુસલમાનોને એક સરખો ઓધો આપ્યો હતો. પોતે હિંદુ રાજાઓની છોકરીઓ સાથે પરણ્યો હતો, અને તેમને પોતાના મન પસંદ ધર્મ પાળવાની છુટ હતી. દિવાન બીરબળ બ્રાહ્મણ હતો. દિવાન જેવા સૌથી મો

ટા ઓધા ઉપર એક હિંદુ હતો તેથી મુસલમાનો અદે ખાઇ કરતા હતા. તેઓ કાંઇ પણ કામ તેની મરજી વીરૂદ્ધ કરીશકતા નહતા. બાદશાહનો તેની ઉપરથી વિ શ્વાસ ઉઠી જાય અને તેની ઉપર ગુસ્સે થાય એટલા માટે જેમ બને તેમ વધારે ફરીયાદો તેની સામે ઉઠાવતા. બીરબળ પોતે તેમનાં મરજી જાણી ગયો હતો, તેથી બહુ સંભાળથી કામ કરતો. બાદશાહનો તેની ઉપર પુર તો વિશ્વાસ હતો. પણ જ્યારે રોજ મુસલમાનો કંટાળો આપવા લાગ્યા. ત્યારે બાદશાહે વિચાર્યું કે, જો દિવાન બીરબલછે તો મુસલમાન લોકો કંટાળો આપે છે અને જો મુસલમાન દિવાન થાયતો હિંદુ પ્રજા દુઃખી થાય. માટે જો બીરબલને વટલાવીને મુસલમાન કરૂં તો પછી કાંઇ ખટપટ રહેશે નહીં. એવો વિચાર કરીને બાદશાહ બીરબલને મહેલમાં જવાની વખત હમેંશ કહેતો કે, બીરબલ, આજે તો મારે ત્યાં જમવા ચાલ. પણ બીરબલ આ રમ બુદ્ધી અને સમયસુચકતાથી હરેક વખત કાંઇને કાંઇ જવાબ આપી છટકી જતો. એમ કરતાં કરતાં કેટલાક દિવસ થઈ ગયા, પણ બીરબલ હાથમાં આવ્યો નહીં, અને બાદશાહ પોતાની મનકામનામાં ફાવ્યો નહીં. પણ બનનાર છે તે બન્યા વગર રહેતુંજ નથી. ઇશ્વર ઇચ્છા બળવાન છે. એવું બન્યું કે, એક દિવસે બીરબલ કાંઇ ઘણા અગત્યના કામમાં રોકાયલો હતો. આ લાગ બાદશાહે બરોબરનો સાંધ્યો. તેણે કહ્યું, "બીરબલ! કાલે સવારના મારેત્યાં જમવાને આવજે!!" બીરબલ તો પોતાના ધ્યાનમાં હતો તેથી પુરૂં પાધરૂં સમજ્યા વગર બોલી ઉઠયો;

"સારૂં ખુદાવંદ, આવીશ!" બીરબલ બોલતાં બુલ્યો. તેના મોઢાનો એક બોલ વચન જેવો હતો. તે જે બોલતો તે કરતો. પોતાના વચનનો ભંગ કદી પણ કરતો નહીં. બાદશાહ તેનો "હા"નો જવાબ સાંભળીને ઘણોજ ખુશી થયો. તેણે કાજી, મુફતી, કોટવાલ વગેરે મોટા મોટા આ ધાના મુસલમાન અમીર ઊમરાવો અને સરદારોને એ વતની વધામણી આપી. બીરબલ જેવો ધમ ચુસ્ત હિંદુ હવે મુસલમાન થશે, એવું જાણીને તેમની ખુશીનો પાર રહ્યો નહીં. પછી બીરબલ જ્યારે કામમાંથી પરવાર્યો ત્યારે તેના હાથ નિચેના એક હિંદુ અમલદારે, બીરબલ ને પુછ્યું કે, આવું કઠણ વચન તેણે કેમ આપ્યું. પોતે શા બાબતની હા પાડી તે જ્યારે બીરબલે સાંભળ્યું ત્યારે તે ઘણોજ દલગીર થયો. આવતી કાળે સહવારના તે વટ લીને મુસલમાન થશે એવી ધાસ્તીથી તે ચીંતાતુર થયો. પોતાના બોલથી બંધાઇ ચુકેલો હોવાથી તે હવે ફરી શકે એમ નહોતું. તેણે વિચાર્યું કે, તેની હિંદુ દિવાન તરીકે મે લવેલી કીર્તી હવે બધી નાશ પામશે. તેની જાતના લોક તેને ધીકારશે. ગાલો આપશે અને મોંમાંથી ચહારો તેમ બોલશે. બાદશાહ સાથે એક વખત જમવાથી તે ગ્નાતી ભ્રષ્ટ થશે. લોકોને તે મોંઢું શું દેખાડશે. આવા આવા સેંકડો વિચારોથી તેની અક્કલ ગુમ થઇગઇ. બીજુ કામ જે કાંઇ બાકી રહ્યું હતું તેમાં પણ તેનું ધ્યાન બરોબર લાગ્યું નહીં. તે કામ એમનું એમ પડતું નાખીને બીરબલ ઘેર આવ્યો. ત્યાં પણ તેને કાંઇ સુઝે નહીં. રાતના જમ્યો પણ નહીં. એમનો એમ ભુખ્યો તરસ્યોજ સુઇ રહ્યો. સુતાં ઉંઘ પણ

આવી નહીં, જેમ તેમ કરતાં સવાર પડી, તે ઉઠયો, પણ કાંઇ ક્રીયા કર્મ કરવું સુઝે નહીં, એવો તે બેભાન જેવો થઇ ગયો.

અહીં બાદશાહે મહેલમાં બીજા દીવસ વાસ્તે તૈયારી કરવાનું કહ્યું. જાતજાતની રસોઇઓ થવા માંડી. બાદશાહે તે દિવસે મોટામોટા મુસલમાન અમીર ઉમરાવ અને સરદારોને જમવા બોલાવ્યા હતા. તેઓ સઘળા આવી બેઠા. તેઓના આવ્યા પછી બાદશાહે બીરબલને માણુસ મોકલ્યો. સોના અને રૂપાની થાલીઓમાં જાતજાતના પકવાનો પીરસવામાં આવ્યા હતા, બધા જમવા આવનારાઓ પોત પોતાની જગાએ બેસી ગયા.

હવે આ તરફ પેલો માણુસ બીરબલને બોલાવવા ગયો. બીરબલ વિચારમાં એવો તો શુન્ય થઇ ગયો હતો કે, કોણ આવ્યું અને ગયું તેની પણ તેને શુદ્ધી રહી નહીં. આખરે જ્યારે સિપાઇ બોલાવવા આવ્યો ત્યારેજ તે ઊઠયો. ઊઠીને કપડાં પહેર્યા તે પણ ઢંગ વગરના! જેમ તેમ કરી તેની સાથે ચાલ્યો. ના પણ પાડી શકયો નહીં કે તે નહીં આવે, કારણકે તેથી તેનો બોલ ખોટો પડે. હવે બીરબલને શું ટેવ હતી કે રસ્તે ચાલતાં ચારે બાજુ નજર કરીને ચાલવું. એ પ્રમાણે તે જોતો હતો એ રસ્તામાં ઇશ્વર ઇચ્છાથી તેણે એક સોનીને તેની દુકાનમાં બેઠેલો જોયો. તેના હાથમાં એક પીંછી હતી તેનાથી તે ઘરેણાં સાફ કરતો હતો. આ પીંછી ડુકરના બાલની બનાવેલી હતી. તે જોઇને બીરબલને એક યુક્તિ સુઝી. તેણે જઇને તેની પાસેથી તે માગી લીધી. સોનીએ તરત આં

પી. હવે બીરબલને હીંમત આવી. તેના પગમાં જોર આવ્યું. મહેલમાં આવીને જોય છે તો બધા તેનીજ રાહાજોય છે. બીરબલને જોઇને તેઓ પણ આનંદ પામ્યા. તેમાં બાદશાહની ખુશીનો તો પારજ રહ્યો નહીં. બાદશાહે તેને હમેંશ કરતાં વધારે માનથી આવકાર દીધો. અને પોતાની જોડે બેસવાનું કહ્યું. આ સાંભળીને બીરબલે કહ્યું, " હું જમવા વાસ્તે તો આવેલોજછુ, તેમાં તો કાંઇ શક નથી. પણ મને મારા સંપ્રદાયની રીત પ્રમાણે કરવું જોઇએ, એટલીજ અડચણ છે. તેજો મારા હાથથી કરવાને હુકમ આપો તો હું જમવા બેસવાને તૈયાર છું." બાદશાહે કહ્યું, "તારી જેવી રીત હોય તે પ્રમાણે તું કર." બીરબલે કહ્યું, "આ જેટલી થાલીઓ પીરસેલી છે તેટલી બધીની ઊપર થોડા થોડા પાણીના ટીપાં નાખવા જોઇએ. અને જો હું તેમ કરૂંને કોઇ ગુસ્સે થાય તો તેની સંભાળ તમારે રાખવી." બાદશાહે કહ્યું, " તારા સંપ્રદાયની રીત પ્રમાણે કરવામાં અમને મુદલ અડચણ નથી. તારે જે કાંઇ કરવું હોય તે વગર ધાસ્તીએ કર. કોઈ તને અટકાવી શકનાર નથી." એમ કહીને બાદશાહે બધા લોકો સામે જોયું. તેઓએ પણ ડોક હલાવીહા પાડી. આ પ્રમાણે બધાને વચનથી બાંધી લઈ બીરબલે હાથમાં પાણીનું પંચપાત્ર લીધું અને તેમાં પેલી ડુકરના વાલની પીછી બોળી તેનાથી પાણી છાંટવું શરૂ કર્યું. એકે એક થાલી ઊપર થોડા થોડા ટીપાં નાખીને જ્યારે બાદશાહની ઉપર નાખ્યું ત્યારે એક અમીર બોલી ઉઠયો, " અરરરા ખાને ખરાબ ! આતો સુવરના બાલની પીછી છે!" આ

ટલા બોલ સાંભળ્યાં કે બીજા બધા જમવા બેઠેલા ઊઠી ને ઊભા થયા. યવન લોકો ડુકરનો સ્પર્શ પણ કરતા નથી અને આતો ખુલી રીતે તેઓએ પીછી જોઇ તેથી તેઓ ઊશકેરાઈ ગયા. દરેક તરફથી હજારો ગાલોનો વરસાદ બીરબલ ઊપર વરસી રહ્યો. બીરબલને ધક્કા મારીને તેઓએ બહાર કાઢયો. બાદશાહ બોલથી બંધાયલો હતો તેથી કાંઇ બોલી શકયો નહીં. ગુસ્સો તો ઘણોજ આવ્યો પણ મનમાં ખમીને બેસી રહ્યો. બીરબલના આનંદનો પાર રહ્યો નહીં. શાસ્ત્રમાં કહ્યું છે કે, જીવજતાં પણ સ્વધર્મને ત્યાગ કરવો નહીં. જે ધર્મનો ત્યાગ કરેછે તે નરકે જાય છે. બીરબલે વિચાર્યું કે, જો બે લાત મારી હોત તોપણ ખમી જાત પણ વટલવાની ધાસ્તી ગઈ એ સારૂં થયું. પછી પોતે જલદી ઘેર તરફ ચાલ્યો. તેને તુરત પાછો આવેલો જોઇને ઘરના માણસો બધા ખુશી થયા. પછી પોતે નાહીને જમ્યો.

હવે આ તરફ શું બન્યું તે જોઇએ. બાદશાહે બધા લોકોને શાંત પાડીને બેસાડયા. ગેલા પક્વાનો વગેરે રસોઇ નાખી દેવડાવી. અને ફરીથી બીજી તૈયાર કરાવી તેમને જમાડયા.

બાદશાહે બીરબલને પાણી છાંટવાની રજા આપી હતી તેથી તેને એકાંતમાં પણ કાંઇ ઠપકો દીધો નહીં. અને પોતાના મનમાં તેને વિષે કાંઇ પણ દ્વેષભાવ રાખ્યો નહીં. આ પછી બાદશાહે બીજીકોઇ વખતબીરબલને જમવાનું કહ્યું નહીં. બીરબલ આ પ્રમાણે પોતાની ચતુરાઇથી વટલી જતા બચી ગયો.

# વાત ૮ મી

## અકબર ભારત !!!

બાદશાહ અકબરને નવા નવા પુસ્તકો રચવાનો અને રચાવવાનો શોખ ઘણોજ હતો, અને તેણે હિંદુ અને મુસલમાનો બંનેના જુના તેમજ નવા ધર્મ પુસ્તકો વાંચ્યા તેમજ સાંભળ્યા હતા. તેમાં ભારત પણ હતો. તેની અંદર આવેલા પાંડવ અને કૌરવના યુદ્ધનો હેવાલ તેણે ફરી ફરીથી વાચ્યો હતો. પાંડવના પરાક્રમોથી ભારત થયું હતું એમ તેણે જાણ્યું હતું. બાદશાહે ભારત બે ત્રણ વખત આખું વાચ્યું ત્યારે તો તેને એક વિચાર સુઝયો. જેમ પાંડવના પ્રતાપથી ભારત થયું તેમ તેના પ્રતાપથી 'અકબર ભારત' થાય કે નહીં એ વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યો કેટલાક દિવસ તેણે એ વાત મનમાંજ રાખી, પણ એક દિવસે જ્યારે તે અને બીરબલ એકાંતમાં બેઠા હતા ત્યારે બાદશાહે કેટલીક અહીં તહીંની વાત કરીને પછી પોતાના મનની વાત કહી સંભળાવી. તે બોલ્યો, "ભલા બીરબલ ! અગાઊના વખતમાં જે જે રાજાઓ થઇ ગયા છે તેમની કીર્તીના પુસ્તકો લખાયા છે. કૃષ્ણનું ભાગવત થયું છે, રામનું રામાયણ થયું છે અને પાંડવોનું ભારત થયું છે, તેમ મારૂં પણ "અકબર ભારત' થઇ શકે કે નહીં ? પાંડવો જેમ આખા ભરતખંડના ચક્રવર્તી રાજા હતા તેમ હું પણ છું. મારૂં નામ ચોખંડ પૃથ્વીમાં ફેલાઇ ગયું છે માટે એ વાતની તજવીજ કરજે." બીરબળે આ સાંભળીને

વિચાર કીધો કે, અકબર પોતાનું ચરીત્ર લખવાનું કહેલે જુદી વાત છે, પણ આતો ભારત ! કરવાનું કહેછે. અને વલી તણે એ વાત મનમાં પણ લીધી છે, તેથી કેમે કરીને એના મનમાંથી તે કહડાવી નાખવી જોઇએ. એમ વિચારી તણે કહ્યું, " ખુદાવંદ ! અકબર ભારત ! થવામાં મુદલ મુશકેલી નથી. પણ ભારતમાં જેમ સવા લાખ શ્લોક છે તેમ અકબર ભારતમાં પણ તેટલાજ જોઇશે. અને તેમ કરતાં સવાલાખ રૂપીઆમાં આખું ભારત થશે. માટે જો તેટલા રૂપીઆ મલશે તો હું તે વિષે તૈયારી કરીશ, અને છ મહીનામાં આખું પુરૂં કરીશ." બાદશાહ આ સાંભળીને ઘણોજ ખુશી થયો અને તરતજ ખજાનચીને બોલાવી સવાલાખ રૂપીઆ બીરબલને ઘેર મોકલી આપ્યા. પછી બીરબલે ઘેર જઇ તે ધનમાંથી શહેરમાં કુવા, તલાવ, વાવ વગેરે બંધાવી, ધમશાળાઓ અને સદાવ્રતો સ્થાપી નામકર્યું ભારતનું કામ એક બાજુ હવા ખાતું રહ્યું. એમ કરતાં છ મહીના તો થવાઆવ્યા અને બાકી મુદતને થોડા દિવસની વારછે. એટલામાં એક દિવસે બાદશાહે પુછ્યું. " બીરબલ ! તારા કહેવા પ્રમાણે મુદત પુરી થવા આવી છે ભારત સંપુર્ણ થયું કે નહીં ? હજી કેટલાક દિવસ લાગશે ? " બીરબલે તરત હાજર જવાબ આપ્યો. " ખુદાવંદ ! પુરો થવાતો આવ્યો છે હવે થોડા દિવસમાં તૈયાર થશે. " બાજી વાતો થયા પછી બીરબલ ઘેર આવ્યો. ઘેર આવીને તણે થોડાક કોરા કાગળ લીધા. તેને પુસ્તકના આકારમાં કાપી ઉપરૂ નીચે લાકડાની ચીપો મુકી ઉપર એક રેશમી

કપડું બાંધ્યું. પછી જોઇલો સંસ્કૃત ભારતનો આકા
ર ! બરોબર તેજ. ઊપર રેશમી દોરો પચાશેક ગજનો
વીટાલ્યો બધી રીતનો પકો બંદોબસ્ત કરીને તે બગલ
માં મારી બાદશાહ આગલ ગયો. બાદશાહે તેની બગ
લમાં પુસ્તક જોતાંજ કહ્યું, " બીરબળ! ગ્રન્થ પુરો થયો
કે શું ? " બીરબળે કહ્યું, " હા, ખુદાવંદ ! જુઓ સબ
લો પુર્ણ થયો છે ! એમ કહી નિચે બેસી છોડવા માંડયું
બાદશાહના આનંદનો તો પારજ રહ્યો નહીં. છોડતાં છોડતાં
બીરબળે કહ્યું, " ખુદાવંદ ! ગ્રન્થ પુરોથવામાં થોડીજ
અડચણ બાકી રહી છે તેનો નિકાલ માહારાણી સાહેબ
આગલ થશે. જો તમે આજ્ઞા આપો તો જઈ આવું."
બાદશાહે તેને દોરી છોડતો જાણીને ગ્રન્થ ખરેખર સંપુ
ર્ણ થયો હશે એમ જાણ્યું. તેથી કહ્યું, " રાણીને જે
કાંઇ પુછવું હોયતે પુછી આવ. પછી મારી આગળ છોડ
જે. " બીરબળે આ સાંભલતાંજ છોડેલી દોરી ફરીથી
બાંધવા માંડી અને તે । કોરા કાગળ છે કેલબેલા તે પ
ણ દેખાડયા વગર એમનો એમ બગલમાં પોથું મારીને
ચાલ્યો. બીરબલને મહેલમાં કોઇ પણ ઠેકાણે જવાની મ
ના નહતી તેથી તે બેધડક રાણીના ઓરડામાં ગયો. ત્યાં
પેલું પુસ્તક તેના પગ આગલ મુકીને 'અકબર ભારત '
વિષે બાદશાહે કરેલો હુકમ કહી સંભલાવ્યો. પછી તે
ગ્રન્થ દેખાડીને કહ્યું, ' આ આખું પુસ્તક સંપુર્ણ કરી
તમારી પાસે લાવ્યો છું તે જુઓ. આખું પુસ્તક ફ
તો થયું તેમાં થોડીક અડચણ રહી ગઇ છે તેનો ખુલા
શો તમારી તરફથી મને મળશે. બાદશાહનો હુકમ થવા

થી હું અહીં આવ્યો છું. આપ જો મને આજ્ઞા આપો અને મારા કહેવા ઉપર ગુસ્સે નથાઓ તો બોલું." તેનું આ પ્રમાણેનું બોલવું સાંભળીને રાણી બોલી, "બીરબલ! તારે જે કાંઇ બોલવું તે ખુશીથી બોલ. મને ગુસ્સો ચઢવાનો નથી." રાણીસાહેબેહા પાડેલી જોઇને બીરબલ બોલ્યો, "પાંડવના ભારતમાં, પાંડવની સ્ત્રી દ્રૌપદીને પાંચ ભરતાર પાંચ પાંડવ હતા, તેમ તમારા પાંચ કયા કયા છે તે મને ખબર નથી. માત્ર એક બાદશાહજ ખબર છે. બીજા ચાર કયા કયા છે તે કહો એટલે ગ્રન્થ પુરો થશે, અને બધી અડચણ નિકલી જશે." આ સાંભળતાંજ રાણી તારાતી પીલી થઇ ગઇ. તે બીરબલને મોમાંથી ગાલો ભાંડવા માંડી. તે બોલી, "બીરબલ! આવી નિચ મશકરી કરવાની બુદ્ધી તને અને બાદશાહને કોણે આપી? તારા આ ગ્રન્થને બાલી નાખવો જોઇએ." એમ કહી તે ગ્રન્થ ઊચકી લઇ પોતાની દાસીને આપીને કહ્યું, "આ લઈ જઇને ભઠીમાં બાલી નાખ અને જયાં સુધી બલીને રાખ થઇ જાય ત્યાં સુધી ત્યાં ઊભી રહેજે. દાસી પુસ્તક લઇને ગઇ. ભઠીમાં નાખી જયાં સુધી તે બલી ગયું, ત્યાં સુધી ત્યાં ઊભી રહી, પાછી ફરી. બીરબલ મનમાં તો હર્ષ પામ્યો કે ચાલો પીડા ગઈ. પણ બહારથી નિરાશ થઇ ગયો હોય એવો દેખાવ કર્યો. બીરબલ બાદશાહ આવ્યો. બાદશાહે તેને નિરાશ થઇ ગયલો જાણીને પુછયું, "કેમ બીરબળ શું થયું?" બીરબળે બધી અથથી તે ઇતી સુધી વાત કહી સંભળાવીને કહ્યું, "જે કાંઇ થયું તેમાં આપણો કાંઇ ઊપાય નથી. પણ જો અ

રૂ પુછાવો તો રાણીસાહેબ એવાતો પતીવૃત પાલનાર છે કે, આપ શીવાય પુરૂશમાત્ર તેને બાપ, બાપ, અને દીકરા બરોબર છે. તથાજ મારૂં સાંભળીને તેમને ક્રોધ આવ્યો. અને ક્રોધમાં ગ્રન્થનો નાશ કીધો. હવે કરવું કેમ ? આટલી સખત મેહેનત અને સવાલાખ રૂપીઆ પણ વ્યર્થ ગયા. પણ શું કરૂં એ વાતમાં મારો ઇલાજ નહોતો. દ્રોપતી જેવા પાંચ ભરથાર અને ફરીથી પૈસાનો ખરચ જો આપ સાહેબ કરી શકશો તો હું ફરીથી મેહેનત લઇ પુસ્તક રચવાનું કામ નવેસરથી ચલાવીશ." તેનું આવું બોલવું સાંભળીને બાદશાહે કહ્યું, "બીરબળ ! જયારે એવી અડચણ છે ત્યારે ફરીથી ગ્રન્થ લખવાનું કાંઇ પ્રયોજન નથી. જે થયું તે થયું- પૈસા ખરચ થયા તે થયા. હવે બીજા નથી કરવા."

બાદશાહનું આ પ્રમાણેનું બોલવું સાંભળીને બીરબળે કહ્યું, "બહુ સારૂં, ખુદાવંદ." પછી મનમાં ખુશી થતો તે ઘેર ગયો અને બાદશાહને પૈસે નામ પોતાનું પ્રખ્યાત કર્યું.

બીરબલ એવી રીત પોતાની ચતુરાઇથી છટકી જતો.

---

## વાત ૯ મી

### અજાયબ તમાસા ! ! !

બાદશાહ અને બીરબળ એક બીજાની મશકરી કરવામાં કાંઇ પણ બાકી રાખતા નહોતા. એક દિવસે બેઉ જણ એકઠા બેઠા વાતો કરતા હતા ત્યારે બાદશાહે કહ્યું,

" અરે બીરબળ ! અગાઊ કોઇ વખત ન થયલો અને હવે પછી કદી થાય નહીં એવો કાંઈ અજબ તમાસો દેખાડ શો ? " બીરબળે હસીને જવાબ દીધો, " ખુદાવંદ ! એ માં તે શું ? જ્યારે આપ ફરમાવશો ત્યારે કરી દેખાડી શ. " બાદશાહે કહ્યું, "ઠીકછે ત્યારે આવતી કાલે દેખાડ જે. " બીરબળે તરત કહ્યું, " ખુદાવંદ ! એમ નથી. એ દેખાડવાને તો બરોબર એક વરસની તૈયારી થવી જોઇએ, અને વલી પૈસા પણ ખરચ થશે. " બાદશાહે કહ્યું, "પૈસાની કાંઇ ફીકરં નહીં. પણ જેમ બને તેમ જલદી દેખાડજે. પૈસા કેટલા ખરચ થશે તે કહે એટલે આપવાનો હુકમ કરૂં. " બીરબળે કહ્યું, "ખુદાવંદ ! એક વરસ પછી દેખાડીશ. પણ રૂપીઆ બે લાખ જોઇશે. તે હુકમ ફરમાવો. " બાદશાહે હુકમ કરવાથી બીરબળને ઘે ર ખજાનચીએ બે લાખ રૂપીઆ મોકલી દીધા. બાદશા હે બીરબળને જેમ બને તેમ વધારે જલદી તમાસો બતા વવાનું કહ્યું. બીરબળે 'ઠીકછે' કરીને જવાબ આપ્યો. એ વાત પછી બીજી કેટલીક વાતો થઇ. થોડા દિવસમાં બા દશાહ એ વાત તદન વીસરી ગયો. બીરબળે ઘેર જઇ એક લાખ રૂપીઆ બ્રાહ્મણોને દાન કરી દીધા, અને બા કીના લાખ રૂપીઆ પોતાના ઘરમાં રાખ્યા. એક દિવસે ઢોંગ કરીને માંદો પડયો. બાદશાહે તેડું મોકલ્યું તો કહે વાડયું કે, તે માંદો પડયો છે, તેથી નહીં આવે. બાદશા હે સાંભળ્યું કે, બીરબળ આજારી પડયોછે કે, તરતજ મોટા મોટા વૈદોને તેનું ઓસડ કરવાને વાસ્તે મોકલ્યા. પણ તેથી તો તેના રોગમાં વધારો થવા માંડયો. બાદશા

હ તેને જોવા આવ્યો. બીરબળથી જાણે બોલાતું ન હોય તેમ ડચકા ખાતો ખાતો તે બોલ્યો, " ખુદાવંદ ! હવે મારા દિવસ ભરાઇ ચુક્યાછે. હવે થોડા દિવસમાં હું આ દુનીઆ છોડીને બીજી દુનીઆમાં વાસ કરવાને જઇશ. ઓ ! ઓ ! ઓ ! " બાદશાહે કહ્યું, " નહીં બીરબળ નહીં ! એમ થવાનું નથી. તું થોડા દિવસમાં પાછો હુશીઆર થઇ જશે. તારા વગર મારા દિવસ હાલ કેવી રીતે જાય છે તે પરમેશ્વર જાણેછે. " બીરબળે કહ્યું, " મારા રાજાજી! ઇશ્વરના ઘર સાથે કોઇનો ઇલાજ નથી. તેનું તેડું કોઇ પાછું વાલી શકતું નથી. હશે ! જે બનવા કાલ હશે તે બનશે! પણ રાજાજી હું તમારી આગલ એટલુંજ માગી લઊંછું કે, મારા મરણ પછી મારા કુટુંબની સંભાળ તમે રાખજો. ઓ ! મારો જીવ ગભરાયછે! ઓ! ઓ ! " બીરબળે પોતાના ફેલ ચલાવવા માંડયા. બાદશાહે તેમ કરવાનું વચન આપ્યું. થોડીવાર બેશીને બાદશાહ તો ચાલી નીકળ્યો. તેજ રાતના તે જાણે મરીગયો હોય તેમ તેના બાયડી છોકરાંઓએ રડવા કુટવા માંડયું. પછી બીજા કોઈ આડોશી પાડોશી કે સગાવહાલાને ચેતવણી આપ્યા વગર અડદનું પુતલું કરીને સ્મશાનમાં બાળી આવ્યા. બીરબળ પોતે એક ઓરડીમાં છુપો બેઠો. બીજા કોઇ પણ આગળ તે વાત નહીં કહેવાની તેણે પોતાના ઘરના માણસોને સખત તાકીદ કીધી હતી. બીજે દિવસે ગામમાં ખબર પડી કે બીરબળ મરીગયો. બાદશાહ તો અતીશય દલગીર થયો. પણ મુસલમાન અમીર ઉમરાવો અને બીજા કારભારીઓ તો એટલા ખુશી થ

યા કે, તે દિવસે ગામમાં સાકર વહેંચી. હિંદુ રૈયતે તેના મરણનો શોક પાળ્યો. બે દિવસ સુધી દુકાનો બંધ રહી. બાદશાહે તેની ક્રીયા કરવાને તેના પુત્રોને બધો ખરચ આપ્યો. ક્રીયા પરીપુર્ણ થઇ ગઈ. જેમ જેમ દહાડા જતા ગયા તેમ તેમ બીરબળ વીસરાતો ગયો. તેને ઠેકાણે બીજો દિવાન આવ્યો તે મુસલમાન હતો. તેના વખતમાં લોકોની દુર્દશા થઇ, લોકો ત્રાહે ત્રાહે પોકારવા લાગ્યા, પણ તેમનું સાંભળે કોણ? જેમ તેમ કરતાં દશ મહીના નિકલી ગયા. અજબ તમાસો દેખાડવાનું બાદશાહે બીરબળને કહ્યું હતું, તે પણ તે ભુલી ગયો. એક દિવસે બીરબળે પોતાના મોટા પુત્રને પાસે બોલાવીને કહ્યું, "બેટા! આ અહીં એક લાખ રૂપીઆ પડયાછે તે લે, અને ગામ બહાર ડુંગરની ટેકરી ઉપર ઘણો શોભીતો, મનહર, સાતમજલાવાળો એક નાનો બંગલો એક રાતમાં બંધાવ. તે એવો તો બંધાવ કે તેનો ચલકાત બે ગાઉસુધી પહોંચે." આ પુત્ર પણ બાપના જેવો ચતુર હતો. તેણે બે દિવસ સુધી બધી તૈયારી તે ડુંગરની ગુફાઓમાં કીધી અને પછી પોતાના વિશ્વાસુ મીસતરીને બોલાવીને તેને એક રાતમાં બંગલો તૈયાર કરવાનું કહ્યું. આ મીસતરી પોતાના માણસો તેડી આવ્યો અને જેમ બન્યું તેમ જલદીથી લાકડાનો એક બંગલો તૈયાર કીધો. અંદરથી તેને એવો તો રંગ્યો કે, કોઇ એમ ઓળખી શકે નહીં કે આ લાકડું છે. બાહારની બાજુએ કાચના મોટા આરસાઓ સોનેરી ચીપાની અંદર જડેલા હતા, જેનો ચલકત બે ગાઊમાં પડતો હતો. બંગલો એક રાતમાં તૈયાર

થઈ રહ્યો. બીરબળ પોતે રાતના ભપકાદાર પોશાક પહેરી ઉપર ઘરેણા ગાંઠા અને મોતીના હાર કાંઇક ખરા કાંઇક ખોટા પહેરી લઇને મહેલમાં જઇ રહ્યો. બીજે દિવસે સવારના પહોરમાં જે વખતે કચેરી ભરાવાનો વખત થયો ત્યારે પોતે મહેલમાંથી બહાર નિકળ્યો. સવારના પેહોરમાં ખેડુતો અને બીજા કામદાર લોકો પોત પોતાને કામે જતા હતા તેઓ પણ આ એકાએક કદી ન જોયલા મહેલને જોઇને અજાયબ થયા. બીરબળ ગામમાં આવ્યો. એક તો પોતે ઘરમાં સુખ ચેનથી રહ્યો હતો અને વલી ઉપર ભભકાદાર પોશાક પહેર્યો હતો તેથી તેનું રૂપ ખીલી નીકલ્યું હતું. તેનું તેજસ્વી રૂપ અને છટાદાર ચાલ જોઇને લોકો વિચારમાં પડતા કે, તે કોણ છે. પણ કોઇ તેને ઓળખી શકયું નહીં. ભર સભાની વચમાં તે એકા એક આવી ઉભો રહ્યો. તેના અમુલ્ય પોશાક અને તેજથી દરબાર અંજાઇ ગઇ. કામકાજ જે ચાલતું હતું તે બંધ પડી ગયું, અને બધા લોકો સ્તબ્ધ થઇ રહ્યા. તે કોણછે એમ પુછવાની કોઇની હામ ચાલી નહીં. આખરે બાદશાહે હીંમત ધરીને પુછયું, "તમે કોણછો ? કયાંથી આવ્યાછો અને તમારૂં અહીં આવવાનું કારણ શું છે ? તે કહો." બાદશાહને આ પ્રમાણે બોલતો સાંભળીને બીરબળે કહ્યું, "ખુદાવંદ ! હું બીરબળ ! આપની દરબારમાં દિવાન હતો તો" બાદશાહે કહ્યું, "હેં,! ખરેખર બીરબળ ! અરે પણ તું તો મરી ગયો હતો તે પાછો જીવતો કેમ આવ્યો !" બીરબળે કહ્યું, " ખુદાવંદ ! હું મરીગયો હતો એ વાત ખરી! મરી ગયા પછી સ્વર્ગમાં મને ઇંદ્રના દિવાનની પ

દવી મલી છે. એથી તે વધારે મને શું જોઇએ? ત્યાં જે જોઈએ તે ખાવું, પીવું, અપસરા જેવી સ્ત્રીઓ ત્યાં મળે છે. અને વલી અમૃતનું પાન કરવું, વગેરે ત્યાં મને એવું તો સુખ મળેછે કે તેનું વર્ણન મારાથી મુદલ થઇ શકતું નથી." બાદશાહે પુછ્યું, "ત્યારે એવું સુખ ભોગવવાનું છોડીને તમે અહીં કેમ આવ્યા?" બીરબળે જવાબ દીધો, "તમે મારા આગલા મુરબી છો તેથી તમને મળવાની રજા ઇંદ્રદેવ પાસે લઇને આવ્યો છું. તમારા વાસ્તે સ્વર્ગની શ્રેષ્ટ એવી અપસરા લાવ્યોછુ. તેની સાથે એક બંગલો પણ છે, અને સ્વર્ગમય અમુલ્ય વસ્ત્ર પણ છે. બંગલાની અંદર તે અપસરા બેઠી છે, અને તે સર્વોતમ બંગલો શહેર બાહાર ડુંગરી ઉપર રાખ્યો છે. માટે આપ જો મારી સાથે ચાલો તો દેખાડું." બીરબલનું આ પ્રમાણેનું બોલવું સાંભળી બાદશાહે વિચાર્યું કે, ખરેખર એમ બન્યું હશે! કારણકે, તે તો મરી ગયો હતો અને આ તો ત્યાંથી ફરીને પાછો આવ્યો અને વલી બંગલો અને અપસરા લાવ્યોછે એમ કહેછે. તો તે ખરું છે કે ખોટું તે ખબર કહાડી લાવવા નવા દિવાન અને બીજા દરબારીઓને મોકલું તો વધારે સારૂં. પછી દિવાનાદીક બીજા માણુસોને કહ્યું કે, તમે આ બીરબળ સાથે જઇને જોઇ આવો કે બંગલો અને અપસરા કેવીછે. તેઓ તરતજ ઉઠીને ઉભા થયા. બીરબળ પોતે એક ઘોડા ઉપર બેઠો અને બીજા બધાને પોતાની પાછલ ચાલ્યા આવવાનું કહ્યું. તે પ્રમાણે તેઓ આવ્યા. બે ગાઉ સુધી પગે ચલાવતો તે તેમને ત્યાં લઇ ગયો. ડુંગરના તળીઆ આગળ તેમને

ઉભા રાખી, તેણે બંગલા તરફ હાથ કરીને કહ્યું "જુ
ઓ! બંગલાના સાતમાં મજલા ઊપર તે અપસરા જરૂ
ખામાં બેઠી છે, અને આપણે ઘણા જણા આવ્યા છીએ
તેથી આપણી તરફ જુએછે, શું તેનું મોઢું સુંદર છે?
જુઓ જુઓ! તે કેવું ચંદ્ર જેવું દેખાય છે?" વગેરે
જેટલા ગપ્પા તે મારી શક્યો તેટલા માર્યાં. અને પછી
લોકો તરફ ફરીને તેઓને કહ્યું, "કેમ ખરૂં કહો તે દે
ખાય છે કે નહીં? જો નહી દેખાતી હોય તો બરાબ
તપાસીને જુઓ; કારણ કે રાજાને તો જોયલું ખરેખર
કહેવું જોઇશે!" આ લોકોમાં મોટા અમીર ઉમરાવો અ
ને સાવકારો હતા, તેઓ પોત પોતામાં કહેવા લાગ્યા કે,
આ બીરબળ ભુત થઇને આવ્યો છે કે શું? જેટલું બો
લે છે અને હાથથી દેખાડે છે તેટલું કોઇનાથી દેખાતું
નથી. માત્ર મનોહર બંગલોજ દેખાય છે. એ પ્રમાણે પો
ત પોતામાં વિચાર કરી, તેઓએ બીરબળને કહ્યું, "તમે
જે કહો છો તેમાંનું કાંઇપણ અમારાથી દેખાતું નથી."
બીરબળે કહ્યું. "ખરેખર! એક વાત કહેતાં તમને હું ભુર
લી ગયો છું, તે હમણા તમને જણાવુંછું. આ વાત સાં
ભળી બરોબર ધ્યાન રાખીને જોજો એટલે હું કહું છું તે
ખરૂં છે કે ખોટું તે જણાઇ આવશે. જુઓ સાંભળો!
આ મૃત્યુલોકના માનવી ઘણા પાપી હોયછે તે એક કાર
ણ છે અને બીજું કારણ એથી પણ વધારે અગત્યનું
છે. તે એછે કે, 'જે પુરૂશ પોતાના બાપના વિર્યથી ઉત્પ
ન થયો નહીં હોય એટલે જે વર્ણશંકર હશે તેને આ બંગલા
સિવાય સ્વર્ગની બીજી કોઇ પણ વસ્તુ દેખાવાની નથી!!' એઠ

લીજ એક મોટી અડચણ છે. માટે ફરીથી સમી રીતે આંખ ઉં ઘાડીને હું દેખાડું તે જુઓ !" એમ કહી ફરીથી બધું દે ખાડવા લાગ્યો, "જુઓ આ બંગલો અહી કોઇ દિવસ હતો નહી અને આજેજ અત્રે ઊત્પન્ન થયો છે તે જોયો ?" તેઓએ હા પાડી. પછી બીરબળે કહ્યું, " તેના સાતમા મજલાની ડાબી તરફની ખીડકી જોઈ ?" તેઓએ ફરીથી હાપાડી. બીરબળે આગલ ચલાવ્યું, "તે ખીડકીમાં સુર્ય જે વું જેનું રૂપ છે એવી સ્ત્રી બેઠીછે તે જોઇ? જુઓ ! બ રાબર ધ્યાન રાખીને જોજો હો ! બાદશાહને જવાબ આ પવો પડશે ! " બધા લોકોએ આંખ ચોલી ચોલીને તેની તરફ જોયું પણ કાંઇ દેખાયું નહીં. તેઓને તો અલબત નજ દેખાવી જોઇએ. હોયતો દેખાય કેની ! ન હોય તો ક્યાંથી દેખાય! તો પણ સૌ સૌ એ પોતાના મનમાં વિચાર ર કીધો કે, જો દેખાતી નથી એમ કહીશું તો આટલા બધા લોકોમાં વર્ણશંકર ઠરીશું. તથી 'હા જોઇ,' એમ કહેવું, પછી તો જે થવાનું હશે તે થશે. કહેવતછે કે, "શો શાહણા અક્કલ એક" દરેકનું શરીર જુદુ હતું, પણ મ નમાં તો એકજ વાત હતી. દરેકજણ એમજ સમજતો હતો કે, તે પોતેજ એકલો વર્ણશંકરછે. પછી સૌ બો લી ઊઠયા, "વાહવાહ ! ! શું સુંદર સ્ત્રી છે ! એવી કોઇ એ સ્વપ્નમાં પણ જોઇ નહીં હોય ! આપણા તરફ જોઇને હસેછે કેવી ? " વગેરે. બીરબાળ તો તમની મુર્ખાઇ જોઇને મનમાં હસતો હતો. લોકોએ પણ જેટલાં બન્યા તેટલા વ ખાણ કર્યા. બાકી કાંઇ રાખી નહીં. આ પ્રમાણે મુર્ખ બની ગયલા જોઇને બીરબળે તેમને વધારે મુર્ખ બનાવ

વાને કહ્યું, "તમે જે પ્રમાણે જોયું છે તે પ્રમાણે બાદ શાહને કહેવામાં કાંઇ અડચણ છે? જો કાંઇ હોય તો કહી દો! જેણે નહીં જોઇ હોય તેમણે બરોબર જોઇ લેવી." બો કોએ કહ્યું, "અમે તને પુરેપુરી જોઇછે. અમે જે પ્રમાણે વખાણ કર્યાં છે તે પ્રમાણે કહેવાની અમને અડચણ નથી." બીરબળે કહ્યું, "ઠીકછે ત્યારે! હવે પાછા કચેરીમાં ચાલો." એમ કહી તેમને કચેરીમાં પાછા લાવ્યો, આટલીવાર સુધી બાદશાહનું મન આકુળ વ્યાકુળ થતું હતું. જોવા ગયલા દરબારીઓની રાહ જોઇતો તે બેઠો હતો. જેવા તેઓ દ રબારમાં આવ્યા તેવોજ તેણે સવાલ પુછયો, "શું તમે સ્વર્ગનો મહેલ અને અપસરા જોઇ?" દિવાને ઉતર દીધો, "ખુદાવંદ! બીરબળના કહેવા કરતાં પણ વધારે સુંદર બંગલો અને અપસરા જોઇ! આહાહા! શું તેનું સુંદર સ્વરૂપ! તેની જોડી આ દુનયામાંનો મળવી મુશ્કેલ!" દિવાને કરેલા વખાણ ઉપરથી બાદશાહ વધારેને વ ધારે ભોલવાતો ચાલ્યો. પછી તેણે બીરબળ તરફ ફરીને કહ્યું, "બીરબળ! તમે તેને અહીં લઇ આવો." બીરબ ળે ઉતર દીધો, "ખુદાવંદ! એમ થવું મુશકેળછે. તે સ્વર્ગની સુંદરી, સર્વ અપસરાઓમાં શ્રેષ્ટ એવી છે, માટે તમારી સામે ચાલીને નહીં આવે. તમે ત્યાં આવી તેનો આદર સત્કાર કરી માન આપશો તો તમારી સાથે ગાબ માં આવશે. નહીં તો તેના આવવાની મુદલ આશા રાખ વી નહીં." બાદશાહ એટલો તો પ્યારમાં આંધળો થઇ ગયો હતો કે, તરતજ જેમ બને તેમ જલદી સ્વારી તૈયાર ક રવાનું કહ્યું. પોતાનો વૈભવ દેખાડવાના વિચારથી તેણે

દરેક દરબારીને સ્વારીનો પોશાક પહેરવાનું કહ્યું. અડધા કલાકમાં સ્વારી તૈયાર થઇ અને બાદશાહ છડી સ્વારી એ અપસરાને મલવાના ઉમંગમાં ચાલ્યો. તે બધાને લઈ ને ડુંગર સુધી આવી પહોંચ્યો. આ વખતે તડકો પુર જોશમાં તપતો હતો. સુર્યના કીરણ કાચના આરીશાઓ ઉપર પડવાથી ચલકાત વધી પડયો હતો. તેજથી બાદશા હ અને લોકોની આંખો અંજાઇ ગઇ. બાદશાહ પોતે પ ણ આવો બંગલો જોઇને આશ્ચર્ય પામ્યો. ગામના લોકો પ ણ નવાઇ જોવાને ત્યાં એકઠા થયા હતા. પછી બીરબળે આવીને રાજાને કહ્યું, "ખુદાવંદ! બધાલોકોને તેડીને ત મે બંગલામાં ચાલો આપણે ડુંગર ચઢવો છે." બાદશાહ અને દરબારીઓ ઉપર ચઢયા. મેહેલ આગલ આવીને બી રબળે કહ્યું, "સાહેબ! જરા ઊંચી નજરતો કરી જુઓ! સાતમાં મજલા ઊપરની પુર્વ તરફની બારીમાં જે બેઠી છે તે અપસરા! અને તેની પાછળ ઉભી રહી તેને પાન ની બીડી આપેછે, તે તેની દાસી છે. અહાહા! શું તે દા સીનું સ્વરૂપ છે. તમારા મહેલમાં તમારી રાણીનું સ્વરૂપ પણ એના જેવું નથી! અપસરાના રૂપની તેથી તારીફ થઇ શકે! જુઓ આતરફ." બાદશાહે કહ્યું. "બીરબલ! તમે કહોછો તે ક્યાં ? ! મારૂં તો કયાંય ધ્યાન પહોંચતું જ નથી." બીરબળે કહ્યું, "ખુદાવંદ! દિવાનાદીક લોકોને પુછી જુઓ, કે હું ખરૂં કહું છું કે ખોટું!" દિવાન વગેરેને તો અગાઉથી મુર્ખ બનાવી રાખેલા હતા, તેથી તઓ બોલી ઉઠયા, "શું ખાવીંદ હજી સુધી જોઇ નથી! જુઓ જુઓ! તે બારીમાં બેઠી છે, અને દાસી

તેની પાસે ઉભીરહી વાત કરે છે." બીજા બે ત્રણજણ પણ એ પ્રમાણે બોલવા લાગ્યા બાદશાહ તો ઉંચો નીચો થઇને જોવા લાગ્યો, પણ તેને કાંઇ દેખાયું નહી. બાદશાહ મનમાં ગભરાયો, એટલામાં બીરબળ બોલી ઊઠયો, 'ખુદાવંદ! એક વાત કહેતાં હું ભુલી ગયો છું, તે તમને કહું છું તે સાંભળો! સ્વર્ગની ચીજો તેમાં કપડાઓને ઘરેણાં ઇત્યાદીક વસ્તુઓછે. તે આ મૃત્યુલોકના માનવીઓને દેખાવી ઘણી મુશકેલ છે. તેનું પણ કારણ છે, મૃત્યુલોકમાં ઘણાં ખરા વર્ણશંકર હોય છે. વર્ણશંકરને સ્વર્ગની ચીજો દેખાવી ઘણી મુશકેલ છે. જે કોઈ કુલવાન હશે તેનેજ દેખાશે! માટે આપ બરોબર ધ્યાન રાખીને જુઓ!" બાદશાહની ધાસ્તીનો હવે પાર રહ્યો નહીં. તે પોતે મનમાં બોલ્યો, "બધા લોકોને અપસરા અને તેની દાસી દેખાય છે પણ મને એકલાનેજ દેખાતી નથી તેથી ખરેખર હું વર્ણશંકરજ હોઇશ. આ વાત આટલા દિવસ છુપી હતી પણ હવે તો આ સ્વર્ગની વસ્તુઓએ તે ખુલી કરી આપી. આહાહા! ધીક્કાર છે મારા જીવતરને! પણ હવે તો આટલા બધા લોકોમાં મારી આબરૂ જાશે તેનું કેમ! આખી દુનિઆમાં મારી અપકીર્તી થશે! માટે હવે તો જે જે વસ્તુઓ બીરબલ દેખાડે તે 'સારી છે, મજાની છે'. વગેરે કહીને તેના વખાણ કરવા. તે વગર બીજો કાંઇ ઉપાય નથી." બાદશાહ પણ આ ઠેકાણે મુર્ખ બની ગયો. તેનાં મનમાં કે, આટલા બધા લોકોમાં તેજ વર્ણશંકર છે. બીજા બધા દેખેછે, પણ માત્ર તે એકલોજ જોઇ શકતો નથી. એવા વિચારથી તેણે ફરીથી બીરબલ તરફ જો

યું. બીરબળે કહ્યું, "ખુદાવંદ ! જુઓ જુઓ ! તે બારી માં ઉભી થઇ છે !" બાદશાહે કહ્યું, "હારેહા ! ખરેખ ર !!" હવે બીરબલ તેમને બંગલાની અંદર લઇ ગયો. ચોથે દાદરે ગાદો તકીયા વગેરે પાથર્યા હતા તેની ઉપ ર તેમને બેસાડીને પાન સોપારી વગેરે આપ્યું. પછી ફુલનાહાર લાવી બધાને પહેરાવી, ફુલનાગજરા, તુરા, ગુલાબજલ, અતર વગેરે વસ્તુઓ આપી. બાદશાહ તે અપસરાને મળવાને આતુર થઈ રહ્યા હતો, તેથી તેના મનમાં તો એવું થાય કે, ક્યારે બીરબળ તેમને ઉપર લઇ જાય. પણ બીરબલ બાદશાહનું મન જાણી ગયો હતો તે થી બોલી ઊઠયો, "ખુદાવંદ અને દરબારીઓ ! આ મૃ ત્યુલોકના કપડા જે તમે પહેર્યા છે તેનો તો એક દિવસ નાશ થઈ જશે, એટલા માટે તે ઊતારી મુકીને, સ્વર્ગના કપડા જે હું સાથે લાવ્યો છું તે પહેરીલ્યો. આ સ્વર્ગના કપડાનો કદી પણ નાશ થવાનો નથી !" એમ કહી પહે લાં બાદશાહના કપડા કહાડી ન ખાવી પોતે તૈયાર રાખેલો ખરો પોશાક તેને આપ્યો. તેને ખરો પોશાક આપ્યો, તેનું કારણ એટલુંજ કે, બાદશાહની આબરૂ ન જતાં મા ત્ર બીજાની મશકરી કરવી, જેથી કરીને તેને પાછલથી ગુસ્સે નચડે. પછી દિવાન તરફ હાથ કરીને કહ્યું, "દિવા નજી ! તમારા કપડા ઉતારી નાખીને, આ સ્વર્ગનો અમુલ્ય પોશાક પહેરીલ્યો." આ સાંભળીને દિવાન તો વિચારમાં પડયો. તે મનમાં કહેવા લાગ્યો કે, આ સ્વર્ગના કપડા પહે રૂં તો નાગું થવું જોઇશે. અને જો કહુંકે કપડા દેખાતાં ન થી તો વર્ણશંકરમાં ખપીશ. તેથી ફજેતી કરવાના કરતાં

નાગું થવું વધારે બેહેતર છે. એમ મનમાં વિચારી કપડા કાઢી નાખ્યા, અને જાણે સ્વર્ગના કપડા પહેરતો હોય તે વા ચાળા કરવા માંડયા. પછી જાણે પોતે બધા કપડા પહે રી રહ્યા છે એવું દેખાડીને તદન નાગો થઇને બેઠા ! તેને આ પ્રમાણે દીગંબર થઇને બેઠેલો જોઇ, લોકોને હસવું આવ્યું, પણ તે બધું દાબીને બેસી રહ્યા. મનમાં તો હસવું આવે, પણ કરેશું ? જો તેઓ હસાં પડે તો વર્ણ શંકર ઠરી, ફજેત થવાની ધાસ્તી ! તેરીબી ચુપ ઓર મેરીબી ચુપ ! એવો હીસાબ તેઓએ રાખ્યો. જેવો દિવાન જગાએ બેઠો તેવોજ બીરબળ ઊઠયો અને જાણે બીજા દરબારીઓને કપડા આપતો હોય તેમ હાથ કરવા લાગ્યો. તે લોકોને પણ કપડા કહાડી નાખવાની ફરજ પડી. નાગી કચેરીભરાઇ ! બાદશાહ પણ આ કચેરી જોઇને અજાયબ થયો. તેના મનમાં એમકે, આ સ્વર્ગનું અદભુત ચરીત્ર છે ! પછી બાદશાહે કહ્યું, "કેમ બીરબલ, બધા લોકો કપડા પહેરી રહ્યા ?" બીરબળે બધાલોકો તરફ જોઇને કહ્યું, "હા, ખુદાવંદ ! બધું ભરાઇ રહ્યું." બાદશાહે કહ્યું, "ત્યારે હવે અપસરા આગલ ચાલો." બીરબળે કહ્યું, "સાહેબ, ક્ષમાકરો મારે તમને ઊપર તેડી જવા પહેલાં તેની રજા લેવી જોઇએ. માટે આપ બધા અહીં બેશો, હું પુછીને હમણા આવીશ." એમ કહીં જાણે પોતે ઉપર જતો હોય તેવા ચાલા કરી પાસેના ઓરડામાં બેશી રહ્યો. પછી થોડી વારે બહાર આવી, જાણે ત્યાંથી સમાચાર લઇને આવ્યો હોય તેવો દેખાવ કર્યો. તેણે કહ્યું, "ખુદાવંદ ! અપસરાની મરજી એવીછે કે, હમણા તમે પાછા જાઓ,

અને રાતના અહીં આવજો. અહીંની હવા તેને ઘણીજ પસંદ પડે છે, તેથી તે થોડા દિવસ વધારે આ બંગલામાં રહેવા માગેછે. તે તમારીજ છો હવે તે તમને છોડીને કયાંય જવાની નથી. બીજું હાલ તમારી સાથે ઘણા માણસોછે, તેથી મલવું પણ સારૂં નથી. પણ રાતના તમે એકલા આવજો. ખુદાવંદ! હાલ તો આપણે એની મરજી પ્રમાણે ચાલવું જોઇએ. જો આપણે એની મરજી પ્રમાણે ન ચાલીએ ને તે રીસાઇ જાયતો? માટે હમણા તો પાછા ચાલો, પછી આવજો!" આ સાંભળતાંજ બાદશાહનો ચેહેરો ઉતરી ગયો. પણ કરે શું? તે કલ્પીત અપસરાની મરજી આગલ તે નાઇલાજ હતો. પણ રાતના બોલાવેલો સાંભળીને તેને જરા હીંમત આવી. તે ઉઠયો, તેની પાછલ બધા દરબારીઓ પણ ઉઠયા. સૌથી પહેલો બીરબળ ચાલતો હતો તેની પછવાડે બાદશાહ હતો. તે બેઉજણે કપડા પહેર્યા હતા, બાકી બીજા દરબારીઓ બધા નાગા ચાલ્યા આવતા હતા. બીરબળ તેમને ગામમાં ફેરવતો ફેરવતો છેક સાંજના દરબારમાં લાવ્યો. શહેરના લોકો તેમને જોવા મલ્યા. બધા અમીર ઉમરાવો અને સરદારોને આવે વેશે જોઇને તઓ તો પેટ પકડીને હસવા લાગ્યા. લોકોથી જેટલી મશકરી થઇ તેટલી બધી કરવા લાગ્યા. મુર્ખ બનેલા લોકોએ હસનારાઓને કહ્યું, "તમે બધા લોકો હસોછો તે મુર્ખ અને વર્ણશંકરછો! બીરબળે અમને આ સ્વર્ગના કપડા પહેરાવ્યાછે, સ્વર્ગના કપડા જે કોઇ વર્ણશંકર હોય તે જોઇ શકતો નથી, તમે પણ વર્ણશંકર છો, અને એટલા માટેજ અમે નાગાં દે

ભાઇએ છીએ ?" લોકો બોલવા લાગ્યા, " અમે મુએ છીએકે તમે છો તે હવે પછી ખબર પડશે !" જોનાર લોકોમાંનો એક જરા વધારે ચતુર હતો તે બોલી ઉઠયો, "ભાઇઓ, બીરબળ કે જેને આપણે મુવેલો જાણતા હતા, તે તો હાલ જીવતો છે. માટે એમાં કાંઇ પણ ભેદ હોવો જોઇએ." એટલામાં એક દરબારમાં આવતો જતો પુરૂશ બોલ્યો, " હાહા, ખરી વાત ! હવે યાદ આવ્યું ! આસરે દશેક મહીના ઊપર બીરબળે બાદશાહને અજબ તમાસો દેખાડવાનું વચન આપ્યું હતું. એમ મારો ભાઇ જે બાદશાહનો હજુરી છે તે કહેતો હતો, તે ઉપરથી એમ લાગે છે કે, આ બધા બીરબળના કારસ્તાન હશે." બીજા સાંભળનાર પણ બોલી ઊઠયા, " હા હા ! એમજ હશે ! પછી તો કોણ જાણે !" તેમની આ વાતચીત દરબારીઓએ સાંભળી, પણ બીરબળ ઉપર તેમનો પુર્ણ ભરોસો હોવાથી તેઓએ એ વાત જુઠી માની. આખરે ફેરવતો ફેરવતો તે તેમને કચેરીમાં લાવ્યો. તેજ હાલતમાં કચેરીમાં બેઠા પછી બીરબળે બાદશાહને એકં બાજુ લઇ જઇને કહ્યું, " ખુદાવંદ ! ગુનાહ માફ કરો તો એક વાત કહું." બાદશાહે કહ્યું, " બોલ બીરબળ બોલ. તારે જે કાંઇ કહેવું હોય તે કહે." બીરબળે કહ્યું. " ખુદાવંદ ! આજથી દશ મહીનાની વાત ઊપર આપે મારી પાસેથી જે વચન લીધું હતું તે યાદ કરો ! અજબ તમાસો દેખાડવાની આપે જે માંગણી મારી આગલ કીધી અને તેમાં મારો કાંઇ પણ વાંક થાય તે માફ કરવાનું કહ્યું હતું, તે પ્રમાણે આ હાલ તમને દેખાડયો છે. આવી નાગી સભા તમે કદી પણ જોઇ હતી ! ના,

નહીંજ જોઇ હોય! વારૂં! આવો તમાસો કદી પણ થયો નથી અને હવે કદી થશે પણ નહીં! ખુદાવંદ! એક વખત મરણ પામેલો માનવી કદી પણ તેજ શરિરે પૃથ્વી ઉપર આવેલો સાંભળ્યો છે? વલી આ વખતમાં સ્વર્ગની અપસરા અહીં શા વાસ્તે આવે? ખુદાવંદ! આપ સિવાય બીજા કોઇએ આવી નાગી સભા કદી પણ જોઇ કે સાંભળી હતી કે શું?" બીરબળને આ પ્રમાણે બોલતો સાંભળીને બાદશાહને તેની આપેલી કબુલાતયાદ આવી. પછી બાદશાહે બધા લોકો તરફ ફરીને કહ્યું, "મારા દરબારીઓ અને અમીર ઉમરાવો! આજથી આશરે દશ મહિના ઉપર દીવાન બીરબળ પાસેથી મેં એક કબુલાત લીધી હતી, અને તે કબુલાત આજે બીરબળે પુરી પાડીછે, આ બાબદમાં તમારે બીરબળ ઉપર મુદલ ગુસ્સે થવું નહીં. મારા કહ્યાથી તેણે કીધું છે, પણ એક ભુલ કીધીછે કે, તે મશકરી આટલી હદ સુધી વધારી મુકી. મારા મનનો વિચાર પણ કાંઇ તમારી મશકરી કરાવવાનો ન હતો, પણ ફકત એક ગમત દેખાડવાનો હતો. આ બાબદમાં તમે કાંઈ બીરબળ ઊપર દ્વેષ ન રાખતાં જેમ અગાઉ ચાલતા હતા તેમ ચાલશોજ! બીરબળ કાંઇ ખરે ખર મરણ પામ્યો નથી!" બાદશાહને આપ્રમાણે બોલતાં સાંભળીને હિંદુ દરબારીઓ બધા ખુશી થયા, પણ મુસલમાનોનો ચહેરો ઉતરી ગયો. મનમાં તેઓ બીરબળને હજારો ગાળો આપવા લાગ્યા, પછી બીરબળે તેમનાં કપડાંનો ગાંસડો ત્યાં મંગાવી રાખ્યો હતો તે આપ્યો. તેઓએ મુંગે મોઢે કપડા પહેરી લીધા, અને સૌ પોત પોતા

ની જગાએ જઈ બેઠા. શરમને લીધે તેઓ ઊંચે જોઈ શકતા ન હતા. પછી બાદશાહે મુસલમાન દિવાનને તેની અસલની જગા ઉપર નેમી, બીરબળને દિવાનની પદવી આપી.

ડુંગર ઊપર બાંધેલો મહેલ બીરબલને સ્વાધીન રહ્યો, જેમાં તે વરસના કેટલાક દિવસ સુધી રહેતો હતો.

## વાત ૧૦ મી

## સૌથી પ્યારૂં શું ?

એક વખતે બાદશાહ કચેરીમાં બેઠો હતો, તે વખતે કુંમાર સલીમ જે બે વરસની ઉમરનો હતો તે ખોલામાં રમતો હતો. સલીમ પોતાની બાલ વયની નિરદોશ રમત ગમતોથી બાદશાહનું મનરંજન કરતો હતો. આ તેની ચેષ્ટા જોઇને બાદશાહના મનમાં વિચાર ઊત્પન્ન થયો કે, આ દુનીઆમાં પેદા થનાર દરેક માણસ, પશુ, પક્ષી, અને જીવજંતાદીકને સૌથી પ્યારામા પ્યારૂં શું હશે ? એટલામાં સલીમ કાલું કાલું બોલ્યો, તેથી બાદશાહનું મન વધારે પ્રફુલીત થયું. તેણે ખુશીના આવેશમાં દરબારીઓને સવાલ પુછ્યો કે, આ દુનીઆમાં સૌથી પ્યારૂં શું ? બાદશાહે આ સવાલ પુછ્યો ત્યારે દરબારમાં બીરબળ હાજર ન હતો. તેથી દરબારીઓ ખુશી થયા. હમેંશ જ્યારે બીરબળ દરબારમાં હાજર રહેતો ત્યારે તો દરેક સવાલનો જવાબ તે આપતો પણ આજે તો નહોતો તેથી દરબારીઓ મનમાં ખુશી થયા અને બધાએ એક સમતથી વિચાર કીધો કે, બીરબળ હમેંશ જવાબ આપે છે અને તે બાદશાહ માન્ય કરેછે, અને તેથી બાદશાહ તેની ઊપર ખુશી પણ થાયછે, માટે આજે તો તેઓ જવાબ આપે જેથી કરીને તેમની ઉપર પણ બાદશાહની પ્રસંન્નતા વધે.

પણ જવાબ શું આપવો ? હજારો તર્ક વીતર્ક કા ર્યા પણ એકે બરોબર બેઠો નહી. આખરે બાદશાહના ખો ળા ઉપર શાહજાદાને બેઠેલો જોઇને તેઓએ વિચાર્યું કે, બાદશાહના મનમાં સૌથી પ્યારો છોકરોજ હોવો જોઇએ તે વિના બીજું કાંઇ હોય નહીં. અને એજ ખરૂં છે. એ. મ ઠરાવીને તેઓમાંના એકે બધાને બદલે જવાબ દીધો. " ખુદાવંદ, સૌથી પ્યારો બેટો ! " તેમનો જવાબ સાંભળી ને બાદશાહે પણ કબુલ કર્યું કે તેજ!

પછી બીરબળ કચેરીમાં આવ્યો. તેને પણ બાદ શાહે તેજ સવાલ પુછ્યો. બીરબળે ઊતર આપ્યો, " ખુ દાવંદ ! સૌથી પ્યારો પોત પોતાનો જીવ ! જીવથી પ્યારૂં બીજું કાંઇ નથી. " બાદશાહે કહ્યું, "સૌથી પ્યારો તો છો કરોછે ! તું જીવ પ્યારો કેમ કહેછે ? જો જીવ પ્યારો હોય તો તેનો પ્રત્યક્ષ દાખલો દેખાડ, અને આ બધા લોકોની ખાત્રી કરી આપ. " બીરબળે કહ્યું, " ખુદાવંદ ! એનો દાખલો તો તમને તરત દેખાડીશ. આપણા બાગનો મો ટો હોજ, જે પાણીથી ભરેલો છે તેને ખાલી કરવાનો હુક મ આપો. અને બચ્ચાવાળી વાંદરીને લાવવાને હુકમ કરો, પછી હું તમને નજરે દેખાડું. " બાદશાહે તેના કહેવા પ્રમાણે હોજ ખાલી કરવાનો હુકમ આપ્યો. અડધા કલા કમાં હોજ ખાલી થયો અને બાદશાહ દરબારીઓ સહવ ર્તમાન બાગમાં ગયો. પછી બીરબળે પેલી વાંદરીને બચ્ચા સુદ્ધાં હોજમાં મુકાવી અને પાણીના નળ જે તે હોજમાં રાખેલા હતા તે ધીમે ધીમે છોડાવ્યા. હોજમાં પાણી દર પળે વધવા લાગ્યું. વાંદરીએ બચ્ચાને પોતાની ઉપર લી

ધો. આખરે પાણી જ્યારે તેની ગરદન સુધી આવ્યું ત્યા
રે પોતે પગ ઉપર ઉભી થઈ બચ્ચાને હાથમાં ઊંચે ઉચકી
લીધો. આવો બનાવ બનેલો જોઇને બાદશાહ બોલ્યો, "કેમ
બીરબલ ! વાંદરીએ પોતાના પ્રાણની દરકાર ન કરતાં બ
ચ્ચાનો પ્રાણ કેવો બચાવ્યો ? સૌથી પ્યારો પુત્રએ ખરૂં
કે નહીં ?" બીરબળે કહ્યું, "ખુદાવંદ, જરા ધીરજ પક
ડો. એતો જ્યારે જીવ ઉપર આવશે, ત્યારેજ ખબર પડ
શે." બીરબળ એટલું બોલ્યો તેટલામાં તો વાંદરીના મો
ઢામાં પાણી જવા માંડયું, તો પણ તેણે બચ્ચાને દુઃખ
પામવા દીધું નહીં. પણ તે કેટલીવાર ચાલ્યું ! જ્યારે
મોઢામાં પાણી ભરાઇ ગયું, અને નાક તથા કાનમાં જ
વા માંડયું, તેનાથી સ્વાસ બંધ થઇ ગયો, અને પોતે ગું
ગલાઇ મરવા જેવી થઈ. તેણે વિચાર્યું કે હવે તો નક્કી
જીવ જવાનો કે, તરતજ બચ્ચાની મમતા મુકી દીધી.
પોતાનો જીવ બચે એવા ઉપાય લેવા માંડયા. બચ્ચાને
હાથમાંથી નિચે નાખી દઈ પોતે તેની ઉપર ઉભી રહી,
પોતાનો પ્રાણ બચાવ્યો બીરબળે તરતજ પાણી છોડવું
બંધ કરવાનો હુકમ કીધો, અને વાંદરી અને બચ્ચાનો
જીવ બચ્યો. પછી બાદશાહ તરફ ફરીને બીરબળે કહ્યું,
"ખુદાવંદ ! જોયું કેની ! બચ્ચો પ્યારોછે કે જીવ ! જ્યાં સુ
ધી જીવ ઉપર કાંઇ નથી આવ્યું ત્યાં સુધી બધું વહાલું
છે, પણ જ્યારે આવી બને છે ત્યારે કાંઇ પ્યારૂં લાગતુ
નથી, તેનો આ પ્રત્યક્ષ દાખલો આપો જોયો." બાદશા
હ સુદ્ધાં બધા લોકોએ તેનું કહેવું કબુલ કીધું અને તેની
અક્કલ સર્વોપરી છે એવું એક અવાજે બોલ્યા.

# વાત ૧૧ મી.

## મુંહથી ગઈ તે હોજથી ન આવે.

વસંત રૂતુમાં, એક દિવસે બાદશાહે બાગમાં કચેરી ભરવાનો હુકમ કીધો. આ બાગ તે વખતે હિંદુસ્તાનમાં સૌથી સરસ ગણાતો હતો. જાત જાતના ઝાડ પાન તેમજ ફળ ફુલ આ બાગમાં હતા. જાઇ, જુઇ, ચંપો, ચંબેલી, મોગરો, ગુલબાસ, મરવો, ગુલાબ વગેરે નાના પ્રકારના સુવાશીત ફુલોના ઝાડથી ત્યાં ફરનારનું મન ખુશી થતું હતું. આ બાગમાં એક ઊતમ, રમણીય, બંગલો બંધાવેલો હતો. હાથી દાંતની દેશી કારીગરીથી તેને સણગારવામાં આવ્યો હતો. ભોંય ઉપર તરેહવાર બુટાદાર ગાલીચા પાથર્યા હતા. તે વીસ્તીર્ણ જગામાં કચેરી ભરાઇ. વજીર, ઊમરાવ અને મોટા મોટા સાવકારો આવીને બેઠા. પછી બાદશાહ આવીને પોતાને આસને બેઠો. સભા બધી દીપાયમાન થઇ રહી. બાદશાહની પડોશમાંજ બીરબલ બેઠો હતો. તે બાદશાહની સંમતી લઈ જે લોકનો ઈનસાફ કરવો હતો, તે કરતો. આ પ્રમાણે ઇનસાફ ચુકવવાનું કામ કલાક બે કલાક ચાલ્યું. ત્યાં હાજર રહેલા ફરીયાદીઓના ઇનસાફ પુરા થયા પછી એક વેપારી ત્યાં દાખલ થયો. તે વેપારીએ દાખલ થઇ ફર્યાદનો પોકાર કરીને પોતાની લખેલી અરજી બાદશાહના પગ પાસે મુકી. બીરબળે તે અરજી ઉચકી લઇને બાદશાહને વાંચી સંભળાવી. તાજીમ તવાજ્ઞેની કેટલીક લીટીઓ લખવા પછી આ પ્રમાણે લખેલું હતું.—" હું અજમેરનો રહેનાર છું. મારો ધંધો દેશાન્દેશાવર ફરી માલ વેચવાનો તે

મજ ખરીદ કરવાનો છે. મારી રીત પ્રમાણે હું બંગાલા દેશમાં ગયો હતો. ઢાકા શહેરમાં હું જે વખતે હતો, તે વખતે ત્યાંના એક સોદાગર પાસે રાજહંસ પક્ષી હતું. તે અતોશય સુંદર તેમજ ગુણવાન હતો. તેના પીછા સોના જેવા હતા, અને તેના શરિરની કાન્તી ભવ્ય દીપાયમાન હતી. આ હાહાહા ! તેનાં સુંદર સ્વરૂપનું વર્ણન હું કરી શકતોજ નથી ! તે પક્ષી આપના મહેલમાં રાખવા લાયક હોવાથી મેં તેને ખરીદ કરવાનો વિચાર કીધો પેલા સોદાગર પાસે એ વાત કહેતાંજ તે કબુલ થયો, અને તેની કીંમત એક હજાર રૂપીઆ માગ્યા. મેં તેટલા રૂપીઆ આપીને તે પક્ષી ખરીદ કીધું. તે લઈ ને અત્રે આવ્યો. તેનું પાંજરૂં મારા ખાનગી ઓરડામાં ટાંગ્યું હતું. સાંજના પાછો આવીને જોઉંછું તો પાંજરામાં પક્ષી મલે નહી મને એવો શક આવે છે કે, મારા ચાકરોમાંહેલા કોઇએ તે ચોરીને મારી નાખેલું હોવું જોઇએ. માટે એ ચોરી કોણે કીધી તે શોધી કાઢી, તેને લાયક શિક્ષા કરવી જોઇએ." વગેરે તેની અરજી સાંભળીને બાદશાહે હુકમ કીધો કે, તેના માણસોને દરબારમાં બોલાવો. બીરબળના કહેવાથી સિપાઇઓ ચાલ્યા. તેઓએ પેલા સોદાગરના દરેક માણસને પકડી લીધો. પછી થોડી વારે હુકમ થવાથી તેમને દરબારમાં લાવી ઉભા કીધા. બાદશાહે તેમને તપાસી જોયા પણ મુદો કાંઇ પકડાયો નહીં. બાદશાહે પેલા સોદાગરને કહ્યું કે, તેની ચોરીનો કાંઇ મુદો પકડાતો નથી. તમારા ચાકરો ઉપર કાંઇ પણ વાંક લાગુ પડતો નથી, માટે તમારે બીજા કોઇની ઉપર શક આવતો હોય

તો કહો એટલે તપાસ કરીએ." એમ કહી તેના માણુસોને છોડી મેલવાનો હુકમ કર્યો. આ જોઇને પેલા સોદાગરનું મોઢું ઊતરી ગયું. પછી તેણે બીરબળ તરફ ફરીને કહ્યું, "અરે! તમારા રાજ્યમાં ઇનસાફ પણ બરોબર થતો નથી!" તેનું આવી રીતનું બોલવું સાંભળીને બીરબળે કહ્યું, "તમે કેમ જાણ્યું કે ઇનસાફ બરોબર થતો નથી?" સોદાગરે કહ્યું, "જેવી રીતે આજનો મારો ઇનસાફ થયો, તેવીજ રીતે બીજાના ઇનસાફ થાય તો તે શું ખરા ઇનસાફ કહેવાય? નહીં, કદી નહીં!" બીરબળે કહ્યું, 'તમે ધીરા પડો. એટલા બધા એકદમ આકરા મ થઇ જાઓ. હું તમારો ઇનસાફ હમણાને હમણા કરી આપું છું." પછી બીરબળે તેના માણુસોને ફરીથી પકડવાનો હુકમ કીધો. સિપાઇઓ તેમને રસ્તામાંથી પકડી લાવ્યા. કેટલીક તપાસ કીધા પછી બીરબલ બોલ્યો, "કેમરે આ ચોરના મનમાં તે શો વિચાર છે? પક્ષીને મારી નાખી ખાઇ તો ગયો, અને તેના પીછા પણ પાઘડીમાં ખોસીને કચેરીમાં આવ્યોછે? વાહ વાહ રે શાબાશ તારી હીંમતને! આટલી વાર ના કબુલ થતો હતો, તો હવે કેમ થયું?" બીરબલનું આવું ઓચીંતુ બોલવું દરેક જણે સાંભળ્યું પેલા સોદાગરના માણુસોમાં પેલો પક્ષી ચોરનાર પણ હતો, તેણે આ સાંભળીને મનમાં વિચાર્યું કે કોણ જાણે પાઘડીમાં ભુલથી પીછા ખોસી તો નથી આવ્યો? એવો તેને શક આવવાથી તેણે કોઇ ન જાણે તેમ હલવેથી પાઘડીને હાથ લગાડી જોયો. તેની ઉપર કોઇની પણ નજર ગઇ નહી. લોકો બધા પેલા ચાકરો તરફ જોયા કરતા હતા પણ કોઇએ તેની ઉપર બરોબર

ધ્યાન આપ્યું નહી. પણ બીરબલ ! હા બીરબલે તે જોયું તેની અનુભવી આંખો દરેક માણસ ઉપર હતી. તણે તરતજ પેલા માણસ શિવાય બીજા દરેકને છોડી મેલવાનો હુકમ કીધો. પેલા પકડાયલા ચોરને ઉલટ પાલટ ઘણોએ તપાસ્યો, પણ કાંઇ કબુલ થયો નહીં. બીરબલે તરતજ તેને માર મારવા હુકમ કીધો. મારની બીકે તેણે સઘળું કબુલ કર્યું, અને હંસના પીછા, જે તણે સંતાડી મેલ્યાં હતા તે પણ દેખાડી આપ્યા, આ પ્રમાણે બીરબલે ચતુરાઇથી ખરા ચોરને પકડી આપી, તેને લાયક શીક્ષા કરી, પછી કચેરી બરખાસ્ત કરવાનો વખત થયો એટલે બાદશાહે દરેક જણને પાનના બીડા, હાર તુરા તેમજ સુવાસીક ગુલાબ જળ અતર વગેરે આપવાનો હુકમ કર્યો. બાદશાહના હાથમાંથી ગાલીચા ઉપર અતરનું એક ટીપું પડ્યુ, તે ઉચકી લઇ અતરદાનીમાં ભરવાના વિચારથી, બાદશાહ વાંકો વળ્યો અને જેવો લેવા ગયો તેવુંજ તે પસરી ગયુ અને બાદશાહના હાથમાં આવ્યું નહીં. આ વખત બીરબલની નજર બાદશાહ ઉપર પડી, તેથી બાદશાહે વિચાર્યું કે, હવે બીરબલ કોઇ વખત આજના બનાવ વિષેં મહેણું મારશે. તેથી પોતાનું ઉદારપણું દેખાડવાનો વિચાર કીધો. સભા બરખાસ્ત થઇ અને લોકો સૌ પોત પોતાને ઘેર ગયા.

પછી બીજે દિવસે બાદશાહે પાણીનો હોજ ખાલી કરાવી ને અતરથી ભરાવ્યો, અને શહેરના લોકોને બોલાવીને તે લુટાવ્યો. લુટની મજા જોવાનું નિમીત કરીને બાદશાહ બીરબલને હોજ પાસે લઇ ગયો. બીરબલ તેની

મતલબ સમજી ગયો હતો. બાદશાહે પુછયું, "કેમ બીરબ હવે કેવી મજાછે?" બીરબળે હાથ જોડીને કહ્યું, "ખુદાવંદ! તકસીર માફ! મુંહથી ગઇ તે હોજથી ન આવે!!" બી રબલ બોલ્યો અને બાદશાહને ક્રોધ આવ્યો. તેણે મનમાં કહ્યું, "મારૂં હલકાપણું એણે પ્રસીદ્ધ કીધું ખરૂં. પણ ફીકર નહીં." પોતાના હાથથી તે બનાવ બનેલો હોવાથી તેણે પોતાનો ગુસ્સો બીરબળને કહીને જણાવ્યો નહીં.

બીજે દિવસે બાદશાહના હુકમથી બીરબળને દરબાર માં દાખલ થતો અટકાવવામાં આવ્યો.

બીરબળ પાછો ઘેર ચાલ્યો ગયો. તેના મનમાં કે, બાદશાહનો ગુસ્સો ઉતરી જશે એટલે તે બોલાવવા માણસ મોકલશે. આઠ દશ દિવસ વહી ગયા, પણ બાદશાહ તરફનું બોલાવણું મુદ્દલ આવ્યું નહીં. હવે બીરબળે વિચાર્યું કે, બાદશાહ હાલ તો ગુસ્સામાં છે, તેથી આ ગામ છોડીને ક્યાં બહાર ગામ તરફ નિકલી જાઉં. પછી જયારે બાદશાહને ગરજ પડશે ત્યારે તે બોલાવણું મોકલશે. જે વખતે દરબારમાં દાખલ થવા ગયો તે વખતે સિપાઇ ઓએ તેનું અપમાન કર્યું હતું, તે તેને યાદ આવ્યું, તેથી તેને પણ ગુસ્સો ચઢયો, અને બાદશાહને પોતાનું ઠેકાણું ખબર ન પડે એટલા માટે માલવા દેશના એક ગામમાં એક કુણબીના ઘરમાં જઈ રહ્યા. ત્યાં તેણે પોતાનું નામ બદલી નાખ્યું હતું, અને પોતાના ગુણ પણ છુપાવી રાખ્યા હતા.

બીરબળને ગયે ચાર છ મહીના થયા પછી દેશોદે શ ખબર પડી કે, અકબર બાદશાહે પોતાના દિવાન બીરબળને કાઢી મુકયોછે. જે દીવસથી બીરબળ જતો રહ્યો, તે દિવસથી નવો દિવાન આવ્યો અને પછી હીંદુ રૈયત ઉપર પડતા દુઃખનું શું પુછવું ? અકબર બાદશાહના શત્રુઓને પણ એ ખબર પહોંચી. તેઓએ વિચાર કીધોકે, અકબરનો દિવાન અક્કલવાન હોવાને તેનું રાજ લેતાં મુશકેલ પડતું હતું. પણ હવે તો તે તેની પાસે નથી, અને વલી તે કયાં ગયો છે એ પણ કોઇને ખબર નથી, તેથી તેનું રાજ્ય લેવાને સુગમ પડશે. તેમનો આવો વિચાર પોતાના છુપા રાખેલા જાસુસોથી અકબરે સાંભળ્યો. હવે તે વિચારમાં પડયો. બીરબળને કાઢી મુકયો તેથી તે હવે પસ્તાવવા લાગ્યો. તો પણ તેણે હીંમત રાખી શોધ કરવા માંડી. ગામોગામ માણસો મોકલ્યા, ઇનામની લાલચો આપી. પણ ફોકટ ! બીરબળ પોતે એવો તો છુપો રહ્યો તો કે, કોઇ તેને શોધી શકયું નહીં. આ ખબર બાખડી (બલ્ખ)ના રાજાને પડી, તેથી તણે પોતાના મદદ ગારોને બોલાવી લડાઈની તૈયારી કરી. લડાઇ કરવાની પહેલાં અકબરના દરબારની અક્કલ જોવાના વિચારથી તેણે એક કાગલ લખીને આગ્રે અકબરની દરબારમાં મોકલ્યો. તેમાં એવું લખ્યું હતું કે, એક ઘડો ભરીને અક્કલ ત્રણ મહીનામાં મોકલી આપો નહીં તો લડાઇની તૈયારી કરો. આ કાગલ લઈને ખેપીઓ આગ્રે આવી પહોંચ્યો. બાદશાહ કાગલ વાંચીને અંદેશામાં પડયો. તેણે મનમાં વિચાર કર્યો કે, બીરબલ શિવાય આ કામ બીજા કોઇથી થઇ શકવાનું નથી ! અને ઓછામાં પુરૂં બીરબલનું ઠેકાણું મળતું નથી ! હવે કરવું કેમ ?

બાદશાહ પણ બીરબળની સંગતમાં રહેવાથી ચતુર થઇ ગયો હતો તેથી તેણે પોતાની અક્કલના જોરથી એક યુક્તિ શોધી કાઢી. આ યુક્તિમાં બાદશાહ ફાવ્યો. ગામોગામ તેણે એકેક મેંઢો મોકલી આપ્યો, અને દરેક ગામના પટેલને હુકમ કર્યો કે, આ મેંઢો વજન કરીને મોકલી આપ્યો છે, અને એના પોશણને માટે રોજના ચાર શેર પ્રમાણે ચારો પાણી સરકારમાંથી મળશે. એ પ્રમાણે જ્યારે એક મહીનો થશે ત્યારે જેટલું વજન હાલમાં છે તેટલુંજ તેનું થવું જોઇશે, જો વધારે ઓછું થશે તો દેહાત દંડની શિક્ષા થશે. આવા હુકમ સાથે દરેક ગામ એકેક મેંઢો એક મહીનાના ચારા પાણી સાથે મોકલી આપ્યો. હવે એવું બન્યું કે, જે ગામમાં બીરબળ હતો તે ગામાં પણ એક મેંઢો અને હુકમ આવ્યો આ ખબર બીરબળને પડવાથી તેણે મનમાં વિચાર્યું કે. “ આ કામ બાદશાહે મને શોધી કહાડવાને વાસ્તે કર્યું છે, માટે હવે યુક્તિથી જાહેર થવું. એવો વિચાર કરી તે ગામના પટેલ પાસે ગયો. પટેલતો ચિંતામાં પડયો હતો કે હવે કરવું કેમ ? પોતાના ગામના ઘરડા માણસોને લઇને એ બાબતનો વિચાર કરતો હતો એટલામાં બીરબળ ત્યાં જઇ પહોંચ્યો. તેઓએ પોતપોતામાં કેટલીક યુક્તિઓ કાઢી પણ બધી નિષ્ફળ જવા જેવી થઇ, જ્યારે બધી નિષ્ફળ ગઇ અને તેમને એકે યાદ ન આવી ત્યારે બીરબળે કહ્યું, “ પટેલજી ! તમારા ગામમાં હું આજ દીન સુધી રહ્યો, અને તમે મારી ઉપર ઉપકાર પણ ઘણોજ કર્યો, પણ તેનો બદલો મેં તમને હજી સુધી વાલી આપ્યો નથી. હાલ તમારા ઊપર સંકટ આવ્યું છે,

અને તે દુર કરવાની તજવીજ મને આવડે છે, તે સાંભળો, અને તે પ્રમાણે ઉપાય કરો એટલે તમારી ઉપર સંકટ આવ્યું છે તે દુર થશે." તેનું આવું બોલવું સાંભળીને પટેલે કહ્યું, "જો તમે એટલી યુક્તિ અમને બતાવશો તો તમારો જન્મો જન્મ ઉપકાર અમારા ઊપર રહેશે. અને અમે તે કદી પણ ભુલીશું નહીં." બીરબલે કહ્યું, "તમારા ગામના પાંજરા પોળમાં જે વાઘ છે તેની સામે તે મેંઢાને એક પળ સુધી હમેંશ બાંધવો, જેથી કરીને તે જેટલું ખાશે તેનાથી તેના લોહીની વૃદ્ધી ન થતાં શોષણ થશે, જેથી મહીના પછી જેટલો હાલ છે તેટલો જ વજનમાં થશે. પણ આ યુક્તિ મેં શુચવી છે એવું તમારે કોઇની પાસે કહેવું નહીં." પટેલે તે બધું કબુલ કર્યું, અને તેની કહેલી યુક્તિ ચલાવી. જ્યારે બરોબર એક મહીનો પુરો થયો ત્યારે તે મેંઢો હતો તેટલાજ વજનમાં રહ્યો. મુદત પુરી થએ ગામોગામથી મેંઢાના વજન આવવા માંડયા. તેમાં કોઇ સુખચેનમાં રહ્યો હોય તો વજનમાં વધી ગયલો અને કોઇની ઊપર મેહનત મજુરી નાખેલી તે વધારે સુકાઈ ગયલો, તેથી કોઇનું વજન બરોબર થયું નહીં. પણ આપણા પટેલ વાળા ગામનો તો જેટલો પહેલાં હતો તેટલોજ રહ્યો. તેનો એકલાનોજ સરખા વજનનો જોઇને બાદશાહે વિચાર્યું કે, બીરબળ તેજ ગામમાં હોવો જોઇએ. બીજાના અક્કલથી એ કામ થાય નહીં. પછી પટેલને પાસે બોલાવીને તેણે કેમ કર્યું તે પુછ્યું. પટેલે પોતાની યુક્તિ કહી સંભળાવી. બાદશાહે તે યુક્તિ કોણે કાઢી તે પુછ્યું. પટેલે કહ્યું કે, તેણે પોતેજ કાઢી છે. પ

ણુ બાદશાહે તે ખરૂં માન્યું નહીં. પટેલને મોઢે ખરૂં બોલાવવાની મતલબથી બાદશાહે તેને કેટલુંક ઇનામ આપવાની લાલચ આપી. ઇનામની લાલચે તે ખરૂં બોલવાને કબુલ થયો. તેણે કહ્યું, " ખુદાવંદ ! જો મારો એમાં કાંઇ વાંક હોય તો માફ કરજો ! આજ કેટલાક મહીના થયા અમારા ગામમાં એક પરોણો આવીને રહ્યા છે, અને તે ખરેખર એક ફરેસ્તોજ છે. તેની અક્કલ હુશીઆરીથીજ આ કામ સિદ્ધ થયું છે. બાકી અમારી અક્કલ તો કાંઇ કામ લાગી નથી." બાદશાહને તો એટલુંજ જોઇતું હતું, તેથી તરતજ તેને ઇનામ વગેરે આપીને ત્યાંથી રવાના કર્યો. અને હાથી, ઘોડા, પાલખી ઇત્યાદિક મોકલાવીને અતિશય માનથી બીરબળને તેડાવી મંગાવ્યો. બીરબળને તો એટલુંજ જોઇતું હતું. તે તો તરતજ આવ્યો. બાદશાહે તેને ફરીથી દીવાનની પદવી આપીને ઓધા ઉપર નેમ્યો. બીરબળ જ્યારે સ્વસ્થ બેઠો ત્યારે તેને બાખડીના રાજા તરફથી આવેલો કાગળ દેખાડીને કહ્યું કે, એક ઘડો ભરીને અક્કલ મોકલી દેવાની તજવીજ થવી જોઇએ બીરબળે બાદશાહને ધીરજ આપીને કહ્યું કે, તે પોતે જે કાંઇ કરવાનું હશે તે કરશે. આ પ્રમાણે તેને ધીરજ આપીને પોતે તેની તજવીજમાં પડયો. પોતાના બાગમાં એક કડવા કોલાનો વેલો ઉગાડવાને હુકમ કર્યો. થોડા દિવસમાં જ્યારે તે વેલા ઉપર ફળ આવ્યા ત્યારે તેમાંના એક ફળને ઘાગરમાં નાખી રાખ્યું, તે ફળ મોટું પણ તેની અંદરજ થયું. એ પ્રમાણે જ્યારે તે ઘાગરને ભરી નાખીને બહાર આવવા માંડયું ત્યારે તે પાકયું અને પછી સુકાઇને મજ

બુત થયું ત્યારે બીરબળે તેની ઉપર એક મજબુત કપ
ડું બાંધ્યું. જ્યારે બધી તૈયારી નક્કી થઇ ત્યારે બાદશાહ
ને કહ્યું "ખુદાવંદ! ઘડો ભરીને અક્કલ તૈયાર છે, માટે
તેને રવાના કરી દઉં છું." બાદશાહે કહ્યું, "અક્કલ કે
વી છે તે મને તો દેખાડ? જરા હું નજરે જોઉં તો ખરો?"
બીરબળે જવાબ દીધો, ખુદાવંદ! ઘડામાં ભરી ઉપર ક
પડું બાંધી રાખ્યું છે તેથી જો ઉઘાડીશું તો ખરાબ થ
ઇ જશે. માટે એમજ રહેવા દો તો સારૂં! બાદશાહે કહ્યું,
"એમ છે ત્યારે તો રહેવા દે." પછી બીરબળે એક
કાગળ લખી ઘડા સાથે મોકલી આપ્યું. તેમાં એમ લ
ખ્યું હતું કે, "ઘડો ભરીને અક્કલ તમારા તરફ મોકલી
છે તે સાંભાળી લેજો, અને ઘડો ન ભાંગતાં તેમજ અક્કલ
નો ભુકો ન કરતાં એમને એમ આખીને આખી કાહાડી
લેજો. અને ઘડો અમને પાછો મોકલી આપજો. એમ કરતાં
જો કદાચ ઘડાનો અથવા અક્કલનો નાશ થાયતો અક્કલની
કીમત ચાલીશ હજાર મોહોર મોકલી આપવી. અને જો
તે મોકલી નહીં આપો તો યુદ્ધ કરવાની તૈયારી કરવી."
પછી ઉપર બાદશાહી મ્હોર કરીને તે કાગળ રવાના કર્યું.
બાદશાહની તરફનો સાંઢણી સ્વાર થોડા દિવસમાં ત્યાં જ
ઇ પહોંચ્યો. તેણે જઇને તે કાગળ તે ગામના બાદશાહને
હાથો હાથ પહોંચાડયો. આ વખતે સાંજ પડી હતી તેથી
દરબારીઓમાંનો કોઇ પણ હાજર નહોતો, તેથી બાદશાહે
પોતે તે કાગળ ફાડીને વાંચ્યો. ઉપર લખેલું જ્યારે વાંચ્યું
ત્યારે તેનો ચહેરો ફીકો પડી ગયો. તેના હાથ ધુજવા
લાગ્યા; તો પણ હીંમત રાખીને તેણે સિપાઇઓને હુકમ

કીધે. કે, દરબારીઓને બોલાવી લાવે. સિપાઇઓ ગયા તેઓ દિવાન, મુત્સદી, કોટવાલ, કાજી, અમીર ઉમરાવ વગેરે મોટા મોટા લોકોને બોલાવી લાવ્યા. થોડી વારમાં જ્યારે બધા આવી પહોંચ્યા ત્યારે બાદશાહે અકબર બાદશાહ તરફથી આવેલો ઘડો તેમજ કાગલ દેખાડીને તેમાંથી અક્કલ કાઢી લેવાની તજવીજ કરવાનું કહ્યું. તેઓએ ઘણી ઘણી માથાફોડ કરી પણ કાંઇ લાગ ફાવ્યો નહીં. જ્યારે કાંઈ પણ ન ફાવ્યું ત્યારે તેમનો દિવાન બોલ્યો, "ખુદાવંદ! અકબરની દરબારમાં અક્કલવાન માણસો છે, એવું આ ઉપરથી ખુલું દેખાય છે! હાલ એનો દિવસ ચઢીઆતો છે, તેથી તેની સાથે લડાઇ કરતાં આપણે ફાવનાર નથી. વળી તે આપણા કરતાં જબરદસ્તછે. આપણે લડાઇમાં જીતનાર નથી, તેથી નાહક આપણા માણસોના જીવની ખરાબી કરવી તેના કરતાં દંડ આપવો એ વધારે સારૂં છે. તેની મોકલેલી અક્કલ કાઢી લેવાનું કામ કેટલું મુશકેલ છે તેતો આપ જુઓ છોજ! માટે મારો તો એવો વિચાર છે કે, લડાઇ ન કરતાં ચાલીશ હજાર મોહોર દંડની આપવી સારી છે; પછી તો જેમ બધાની મરજી!" દિવાનને આ પ્રમાણે બોલતો સાંભળીને બીજા દરબારીઓ પણ તેમજ બોલી ઉઠયા કે, દિવાન કહેછે તેજ ખરૂં છે, પછી તે રાજાએ તેટલી મોહોરો તેની તરફ મોકલાવી દીધી. અકબર બાદશાહને બીરબળ એ પ્રમાણે જ્યારે ઘણુંજ અગત્યનું કામ હોય ત્યારે ઉપયોગમાં આવતો હતો.

સમાપ્ત.

## સુચના.

સર્વે સદગૃહસ્થોને જણાવવાની અમે રજા લઇએ જે આ ચોપડીનો ત્રીજો ભાગ તા. ૩૧ મી ડીસેંબર ૧૮૮૬ ની અંદર બહાર પડશે માટે જેમને તેના ગ્રાહક થવું હોય તેમણે પોતાના નામ નિચે લખેલે ઠેકાણે નોધાવવાની તસદી લેવી.

**લા૦ ગજેંદ્રનાથ કાશીનાથ રાણે.**

## મહેરબાન જરા આ વાંચશો કે ?

### પ્રાચીન અને અર્વાચીન કથા સંગ્રહ

### ભાગ ૧ લો.

ઉપલી ચોપડી તા. ૩૧ મી અકટોબર ૧૮૮૬ ની અંદર બહાર પડશે. એની અંદર કેટલીક અસલી તેમજ હાલની નાની મોટી વાર્તાઓ આપવામાં આવશે. અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવી પૈસા ભરશે તેની પાસેથી આઠ આના લીધામાં આવશે, પાછલથી બાર આના પડશે. કપડાની મજબુત બાંધણી સાથે આ ચોપડી ગજવામાં સમાઇ શકે એવી થશે. માટે જેમને ઉપલી ચોપડી લેવાની હોય તેમણે મુંબઇ માં નિચે લખેલે ઠેકાણે નામ નોંધાવી પઇસા ભરી જવા. બહારગામ વાળાઓએ પોસ્ટેજ એક આનો વધારે મોકલવો.

# શ્રી

## કાળિદાસ ભોજરાજાનો સંવાદ ભાગ ૧ લો

હાલ એની કીંમત ઘટાડેલી છે. કીંમત આના ૭. બહાર ગામ વાળાને પોસ્ટેજ એક આનો વધારે.

## મફત ! મફત ! ! મફત ! ! !

સાહેબ પૈસા તો નહી ખરચો પણ મફત તો લેશો કે ની ?

ભાઇ ! મફત આપશો શું તે તો કાંઇ કહેશો કે એમજ હા ભાઇ મફત ૭ ચોપડીઓ આપી શું. તેમાં એક તો જાણે, " શ્રી કાલિદાસ ભોજરાજાના સંવાદ " નો બીજો અને છઠો અંક બીજું ગીઝની શેહરનો કાજી ( એક વારતા ) ત્રીજું બાળસ્નેહીના ત્રણ અંક.

ઠીકછે પણ જે " વિધવા દુઃખ નિવેદન અને પુ ર્વિવાહનો સશાસ્ત્રને વિષે વિચાર " ખરીદ કરશે તેને જ ઉપરની ૭ ચોપડીઓ મફત મળશે. પણ તે મળે છે કયાં ?

## એની કીંમત શી રાખી છે ?

" વિધવા દુઃખ નિવેદન અને પુનર્વિવાહનો સ શાસ્ત્રને વિષે " વિચારના આના ૭ અને ઉપર લખે લી ૭ ચોપડીઓ મફત એટલે ફક્ત ૭ આનામાં તો બધી મળીને સાત ચોપડીઓ ! પણ ભાઇ તમને ખ

બર છે કે, કાળિદાસ ભોજરાજાના સંવાદના દરેક અંકની કીંમત શું છે? દરેક અંકના આના ચાર!! ત્યારે આવી કીંમતી ચોપડીઓ સસતામાં મળેછે માટે લેવાને તયાર થાઓ! તયાર થાઓ!!

## ઘણીજ અગત્યની જાહેર ખબર

અરે મારા પ્રિય બાંધવો, લગરીક આ વાંચો તો ખરા.
☞ સ્ત્રી પુરૂષો હાલના કરે નિત્યે નવા ગ્રંથોની આશ;
રાણે કહે નાના મોટા માનવીને થશે આ પ્રિય ખાસ.

## જી. કે. રાણે

તરફથી પ્રગટ થએલી ચોપડીઓ.

| | |
|---|---|
| એક ચતુર નાર... ... | ...૧—૦ |
| * એક બહાદુર છોડીની વાત | ...૦—૩ |
| * નહાનાં બાળક પર સાવકી માનો જુલમ | ૦—૩ |
| * ગરીબ કુટંબની વાત ... | ...૦—૩ |
| * નિરદોષ વહુ પર સાસુ નણંદનો જુલમ | ૦—૩ |
| રાજ કુવરનો વાત .. ... | ...૦—૩ |
| સાસુ વહુની લડાઇ બે ભાગમાં:—દરેક... | ૦—૩ |
| દુખિઆરી કમળા... ... | ...૦—૩ |
| રાજ કન્યાની વાત... .... | ...૦—૩ |

**હવે પછી નીચલી ચોપડીઓ થોડીવારમાં છપાસે.**

લાડકવાઇ વહુએ દીકરો જણ્યો .. ૦—૩

ઘરેણા માટે ધણીને પજવનારી સ્ત્રીની વારતા. ૧--૦

એ શીવાય અમારા તરફથી દર મહીને નવી નવી જાતની ચોપડીઓ છપાય છે. અમારી ચોપડીઓ નાના તેમજ મોટા સ્ત્રી પુરૂષોને બે ઘડી વાંચવાને મન થશેજ. વાંચ્યાથી તેઓને રમુજ સાથ બોધ મળશે. હવે કેટલાક ગ્રેહસ્થો કહેશે કે એની કીંમત શું છે વારૂ ! ત્યારે આપણે કહીએકે મારા મુરબ્બી સાહેબ ! કોઇ એવો શખ્સ હશે કે આવી સસ્તી, સાથે હસ્તી, વળી રમુજી ને બોધ ઊપજાવનારી ચોપડીઓ ખરીદી વાંચશે નહી કે ? વળી કેટલાક નહીં વાંચશે, તેને મારા પ્રિયબાંધવો અને બેનોએ કેવા કહેવા જોઇએ વારૂં ? કારણ કે કેટલાક વિચાર કરશે કે ત્રણ પઇની ભાજી આવે તો એક દહાડો સવાર સાંજ ભોજન થાય પણ મારા મહેરબાન, તેઓને ક્યાં માલમ છે કે, ચોપડીઓ વાંચી તેઓના ઘરમાં થતો કલેશ દૂર થઇ, ઘરના સ્ત્રી પુરૂષો હળી મળી સૌ સાથ રહેશે. ચાલો સાહેબ ! હવે બહુ થયું, વધારે ટંકીકરવામાં કાંઇ સાર નહીં. તમે એકવાર વાંચીને ખાતરી કરો વારૂં !

ચાલો હવે આપણને મોડું થાય છે. કેમકે આ ચોપડીમાંથી • આ નીશાનીની ચોપડીઓ મળતીજ નથી, તે સાથે જ બાકી રહેલીછે તે હવે થોડીજ રહેલી છે.

તેથી તમે કંઇ વિચાર કર્યો વગર જલદી, જેમ બને તેમ ઉતાવળેથી મંગાવીલો. બાહારગામવાલા ભાઇઓ માટે એક અરધા આનાની ટીકીટમાં અમારી નાની ચોપડીઓ નકલ પાંચ મોકલશું તે સાથે કોઇ સખી થઇ વધારે મંગાવશે તો તેને ભેટદાખલ એકકી નકલ રાજી ખુશીથી આપશું. ચાલો હવે તો કંઇ બાકી રહ્યું નથી કેની ! પણ સાહેબ, મહેરબાનીની રાહે ઉપલી નીશાનીની ચોપડીઓ મંગાવવાને વગર ફોકટની તસદી ના લેશો. ૭૦૦૦ હજાર નકલો ફકત બે માસમાં ખ લાસ થઇ છે.

હવે કેટલુંક વાંચશો વાંચવાનું પુરૂં કરો ને ઉ તાવળેથી મંગાવી લો. અમારી ચોપડી કેની અમદાવા દમાંથી બુદ્ધિપ્રકાશ નામના પ્રખ્યાત ચોપાનિયાના આ ફીસમાંથી રોકડી કીંમતે વેચાતી મળશે. નહીં તો પ છી અમે તો છો એજ.

ચાલો સાહેબ હવે મારો વાળુનો વખત થયો છે સર્વ મારા ભાઇઓ અને બેનોને પ્રણામ કરી મા રૂં ભોજન ખાવા જાઉછું. ચાલો સાહેબજી સુરતના રહેવાસીઓ સાહેબ ચલો ચલો હવે મોડું થયું તમે કાલે ચોપડીઓ મંગાવો હું તાબડતોબ બુકપોસને મા રફતે મોકલાવું છું. પણ સાહેબ ! પેહેલા પૈસાહો ન હીં તો કાઇ લખીને જણાવશો કે, મારા વાહાલા શા